'પુષ્પહાર'ના ગ્રાહકોને ભેટ.

# અરૂણા અથવા

# વારાંગના કે વીરાંગના?

(એક રસપૂર્ણ ઐતિહાસિક નવલકથા)

પ્રકાશક

ચંપકલાલ ગિરધરલાલ જરીવાળા.

તંત્રી—"પુષ્પહાર" બેગમપુરા—સુરત.

પુષ્પહારના ગ્રાહકોને ભેટ.

# અરૂણા

અથવા

# વારાંગના કે વીરાંગના?

(એક રસપૂર્ણ ઐતિહાસીક નવલકથા.)

લેખક—રમણલાલ નાનાલાલ શાહ

—પ્રકાશક:—

**ચંપકલાલ ગિરધરલાલ જરીવાલા.**

તંત્રી-"પુષ્પહાર" બેગમપુરા—સુરત.

સુરત ખપાટીયા ચકલા, લક્ષ્મીનારાયણની વાડીમાં
આવેલા "જૈન વિજય" પ્રેસમાં ઈશ્વરલાલ
કસનદાસ કાપડીઆએ છાપ્યું.

**મૂલ્ય બાર આના.**






# નિવેદન

પરમ કૃપાળુ જગદીશ્વરની કૃપાથી આજે અમારા કદરદાન ગ્રાહકો સમક્ષ "પુષ્પહાર"ની આ બીજી ભેટ સાથે ઉભા રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. જેઓ અમારા પ્રયત્ન તરફ નીરંતર પ્રેમપૂર્ણ દ્રષ્ટિએ જોઇ રહ્યા છે અને છીદ્રો ખોલવાની અપેક્ષા રાખતા નથી તેમને અમારા આ વર્ષના જીવનમાં અનેક નવિનતા દેખાઇ હશે સખ્ત મોંઘવારીમાં "પુષ્પહારે" કોઇપણ વર્ષમા ન આપેલું એટલું વધુ વાંચન આપ્યું છે અને છેવટે આ રસપૂર્ણ નવલકથા ભેટ તરીકે આપી છે. અમારી સુચનાઓ તાકીદે ઉપાડી લઇ ઉતાવળે આ નવલકથા લખી આપવા માટે અમે રા. રમણલાલ નાનાલાલ શાહના અત્યંત આભારી છીએ.

આ પુસ્તક બહુજ ઉતાવળથી છપાયલું હોવાથી પ્રુફ [illegible]ના દોષ માટે ક્ષમા ઇચ્છીએ છીએ.

ભવિષ્યમાં ગુર્જર વાચકોની આથી વધુ સારી સેવા બજાવવાનું ભાગ્ય પ્રાપ્ત થાય એવી શુભેચ્છા સાથે વિરમીએ છીએ.

લી૰ સાહિત્યપ્રેમીઓનો સ્નેહભિક્ષુક,

**ચંપકલાલ ગિરધરલાલ જરીવાળા.**

તંત્રી—"પુષ્પહાર"



# સમર્પણ

રા. રા.

સા. શ્રી. **છગનલાલ હરિલાલ પંડયા.**

ચીફ એજ્યુકેશનલ ઑફિસર—જુનાગઢ.

આપ ગુર્જર સાહિત્ય તરફ અનન્ય પ્રેમ રાખો છો અને તેના ઉત્કર્ષ માટે અનેક પ્રયત્નો કરો છો. તન-મન અને ધનથી આપે અનેક રીતે અત્યાર સુધીમાં સાહિત્યપ્રેમ બતાવ્યો છે અને સાહિત્યપ્રેમીઓને મદદ કરી છે. મારા તરફ અને "પુષ્પહાર" તરફ પણ આપે જે અવર્ણનિય સ્નેહ બતાવ્યો છે. તેનાથી આકર્ષાઈ આ પુસ્તક આપશ્રીનેજ **સમર્પણ** કરૂં છું તે સ્વીકારી મારા તરફની આપની કૃપામાં વૃદ્ધી કરશોજી.

લી૦ આપનો સ્નેહાભિલાષી,

**ચંપકલાલ ગિરધરલાલ જરીવાલા.**

તંત્રી—"પુષ્પહાર"

# પ્રસ્તાવના.



સાહિત્યનાં જુદાં જુદાં અંગોમાં નવલકથા—વાર્તાનું સાહિત્ય સર્વથી અગત્યનો ભાગ ભજવે છે એ વાત વાર્તા વાંચનારાઓ અને ન વાંચનારાઓ, એ સર્વે કબુલ કરે છે. આપણા ધર્મશાસ્ત્રનાં ઉત્તમમાં ઉત્તમ પુસ્તકો—રામાયણ, મહાભારત, શ્રીમદ્ભાગવત, શિવ-મહાપુરાણ, શ્રીશંકર દિગ્વિજય, વિગેરે સર્વ વાર્તાના પાયા ઉપર રચાયલાં છે. સામાન્ય વર્ગને સદ્બોધ આપવાનું સર્વોત્તમ સાધન વાર્તા સિવાય બીજું એક પણ નથી એમ પણ દરેક જણ કબુલ કરે છે.

પ્રાચીન કાળથી આજ સુધી દુનિયાની જુદી જુદી ભાષાઓમાં વાર્તાને લગતા અનેક ગ્રંથો બહાર પડયા છે, હાલ પડે છે, અને ભવિષ્યમાં પણ પડશે.

હવે આપણે વાર્તાના ગ્રંથો શા માટે લખવામાં આવે છે, અને શા માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે તે જોઇએ. પ્રાચીન કાળમાં મોટે ભાગે વાર્તા વિગેરેના ગ્રંથો અમુક હેતુપૂર્વક લખાતા હતા. હાલ પણ તેમ લખાય છે. પણ તે વખતે મોટે ભાગે ગ્રંથકાર પોતાની રૂચી પ્રમાણે ગ્રંથો રચી શકતો હતો. હાલના પ્રસંગોમાં લેખકને ઘણે અંશે જાહેર જનસમાજ ની રૂચી અને પ્રસિદ્ધકર્તાની સુચનાઓને પણ ખાસ લક્ષમાં રાખવી પડે છે, લેખકની ભાવનાઓ ગમે તેવી ઉચ્ચ હોય, તેના વિચારો ગમે તેવા આદર્શ હોય, પણ તે જનસમાજની રૂચીને અનુકુળજ હોવા જોઇએ. લેખકની મનોવૃત્તિને અનુકુળ હોય તેવાજ પ્રકારના ગ્રંથો હાલ વિશેષે કરીને પ્રસિદ્ધિ પામી શકે નહિ, અને પ્રસિદ્ધિ પામે તો પણ જનસમાજ તરફથી તેનો સારી રીતે આદર થતો નથી. કહેવાનો

સુદ્દાં એટલેજ કે હાલના જમાનામાં લખાણની સાથે લેખકને પ્રસિદ્ધ કર્તા અને જનસમાજની રૂચીને માન આપવાની ખાસ ફરજ પડે છે.

આપણી ભાષામાં પણ વાર્તા સાહિત્યની કાંઇ ખોટ નથી. જનસમાંજ બીજાં પુસ્તકો કરતાં વાર્તાનાંજ પુસ્તકો વિશેષે કરીને હાલ માગે છે. વાર્તાના મુખ્ય બે વિભાગ પાડી શકાય. એક ઐતિહાસિક અને બીજી કાલ્પનિક વાર્તા, કાલ્પનિક વિભાગમાં સંસારી, છુપી પોલીસને લગતી, અને એવાજ પ્રકારની બીજી નવલ કથાઓ આવી શકે છે. ઐતિહાસિક નવલ કથાઓ વિશેષ કરીને સત્ય ઘટનાઓ ઉપર રચાયલી છે વાર્તા સંસારી હોય કે ઐતિહાસિક હોય પણ તેમાં કલ્પનાનો ભાગ તો મોટા પ્રમાણમાં હોય છેજ. ઘર બાંધવા બેઠા હોઇએ, અને ગારો કરવાને માટે જેમ આપણને પાણી વિના ચાલતું નથી તેમ વાર્તા લખનારને કલ્પનાનું મિશ્રણ કર્યા સિવાય ચાલતું નથી કલ્પનાનું યોગ્ય પ્રમાણમાં મિશ્રણ કરીને વાર્તા લખનાર વાર્તાને મનગમતું રૂપ આપી શકે છે. આ રૂપ આપવામાં તેની જેટલી કારીગરી અને કુશળતા હોય છે, તેટલા પ્રમાણમાં લોકો તરફથી તેની વાર્તાનો આદર થાય છે.

પણ હાલ વાર્તા લખવામાં એક નવું ધતીંગ નીકળ્યું છે. સંસારી અગર છુપી પોલીસને લગતી વાર્તાઓ વિશેષ કરીને કલ્પના મિશ્રિત હોય છે. એટલે તે સંબંધમાં કશું કહેવાનું રહેતુંજ નથી; હાલ ઐતિહાસિક વાર્તાઓને નામે જેમ બને તેમ ખોટા અને કદી ન બનેલા બનાવોનું મિશ્રણ કરીને કહેવાતી " ઐતિહાસિક વાર્તાઓ "લખવાનો કેટલાક લેખકોએ પ્રયત્ન આરંભ્યો છે, ઇતિહાસનો આધાર લઇને તેમાં થોડા કે વધારે પ્રમાણમાં કલ્પનાનું મિશ્રણ કરીને ઐતિહાસિક વાર્તા લખવામાં આવે તો તેને માટે કાંઇ કહેવાનું રહેતું નથી. પણ

જેનો ઇતિહાસમાં કોઇ પણ સ્થળે ઉલ્લેખ મળે નહિ, એવા સર્વથા કલ્પિત પાત્રો, અને કલ્પિત શહેરો, પર્વતો, નદીઓ, જંગલો, વિગેરે ઉત્પન્ન કરીને વાર્તાઓ લખવી અને વાંચક વર્ગને આડે રસ્તે દોરી, તેવી વાર્તાઓને " ઐતિહાસિક વાર્તા " કહેવડાવવાનો તેના લેખકોને કશો પણ હક્ક નથી, એવી મારી નમ્ર માન્યતા છે.

આ વાર્તા ઐતિહાસિક છે. તે ઉપર જણાવેલી સર્વાંશે કાલ્પનિક નથી; પણ આખી વાર્તાનો પાયો ઇતિહાસ પ્રસિદ્ધ સત્ય ઘટનાઓ ઉપર રચાયલો છે. રાજસ્થાનના ઇતિહાસના એક પ્રસંગ ઉપર આ વાર્તા રચવામાં આવી છે. દીલ્હીના પરમ પ્રતાપી મુગલ શહેનશાહ અકબરના ઉદયકાળનો તે સમય હતો. અકબરે જે વખતે ઉદયસિંહ ઉપર પહેલી સ્વારી કરી, ત્યારે તેની ઉમ્મર ૨૪-૨૫ વર્ષથી વધારે નહોતી. ચિતોડમાં મહારાણા સંગ્રામસિંહ પછી વનવીર કેવી રીતે ગાદીએ આવ્યો, આદર્શવીર ધાત્રી પન્નાના પરાક્રમથી મહારાણા ઉદયસિંહનો જીવ લેવામાં રાજસત્તા પિપાસુ વનવીર કેવી રીતે નિષ્ફળ નિવડયો, ઉદયસિંહને રાજસિંહાસનની પ્રાપ્તી શી રીતે થઇ, સર્વ ઇતિહાસ પ્રસિદ્ધ ઘટનાઓ છે, અને આપણા શાળોપયોગી સાધારણ ઇતિહાસનાં પુસ્તકોમાંથી પણ એ વાતો આપણને મળી શકે છે.

આ વાર્તાનું મુખ્ય પાત્ર અરૂણા છે અકબરના પત્રથી ક્રોધિત બની ઉદયસિંહે તેનું અપમાન કર્યું અને અકબરે ચિતોડ ઉપર મોટી ચડાઈ કરી તે પ્રસંગે ઉદયસિંહ રણભીરૂ બનીને અકબરના સામો ટકી શકયો નહતો, અને કર્નલ ટૉડે "રાજસ્થાન"માં જણાવ્યા મુજબ તો તે અકબરનાહાથે કેદ પણ પડયો હતો ! બાપ્પા રાવળના વંશજની આ અધમ સ્થિતિ વખતે અન્ય કોઇ પણ ચિતોડની વહારે ધાવા બહાર પડયું નહિ, પણ

ઉદયસિંહની ઉપપત્ની હથીયાર સજી, રણગીતો ગાતી ગાતી, ચિતોડના રાજપૂત સૈન્યને ઉશ્કેરીને અકબર સામે ધસી, અને આ વીર રમણીના અપ્રતિમ શૌર્યદાન આગળ અકબર બાદશાહને પોતાના સૈન્ય સાથે દીલ્હી તરફ પાછા જતા રહેવું પડયું, અને ઉદયસિંહ ફરીથી છુટો થયો !

ઉદયસિંહની ઉપપત્ની તેજ આપણી વાર્તાની મુખ્ય રમણી અરૂણા છે. ઉદયસિંહને ઉપપત્ની હતી, અને તેણીએ અકબર બાદશાહ સામે ટક્કર ઝીલીને તેને નસાડી મુકયો એ સર્વ હકીકત કર્નલ ટૉડના "રાજસ્થાન," તથા "ભારત રાજ મંડળ" એ પુસ્તકોમાંથી સારી રીતે મળી આવે છે. કર્નલ ટૉડના લખવા મુજબ ઉદયસિંહને અકબરની સેનાએ કેદ પકડયો હતો, પણ આ વાર્તામાં તે બનાવનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

પ્રસ્તુત ઐતિહાસિક ઘટના મુસલમીન ગ્રંથકારોના ઇતિહાસમાં મળી આવતી નથી. તવારિખે ફિરસ્તામાં અકબર એક સામાન્ય રમણીથી હાર પામ્યો એ બનાવનો કોઇપણ સ્થળે ઉલ્લેખ કરેલો જણાતો નથી. પણ તેનું કારણ સ્પષ્ટ છે. પક્ષપાતનું જોર હમેશાં એક સરખુંજ હોય છે, અને એક મુસલમીન ઇતિહાસકારે અકબરશાહની હારની વાત પોતાના ગ્રંથમાં ન જણાવી હોય એ કાંઇ ન બનવાજોગ તો નથીજ. હાલ પણ એવું આપણી આજુબાજુના બનાવોમાં ક્યાં જોવામાં આવતું નથી ?

આ વાર્તામાં અરૂણા એક વારાંગના છે, પણ તેનાં પરાક્રમો વીરાંગનાને પણ શરમાવે તેવાં છે, અરૂણા વારાંગના છતાં તેના પરાક્રમોથી વીરાંગનાજ પુરવાર થઇ છે. અને પ્રત્યેક વાંચક વર્ગ મારા મતને પુષ્ટિ આપશે એવી મારી દ્રઢ માન્યતા છે.

મારે જણાવવું જોઇએ કે આ વાર્તા પુરેપુરી મારી સ્વતંત્ર રચના નથી આ વાર્તા મૂળ બંગલામાં લખાયલી હતી, અને હિંદી વગેરે બીજી ભાષાઓમાં પણ તેનાં ભાષાંતરો થાય છે, જે પુસ્તકનો આ કથા લખવામાં આધાર લેવામાં આવ્યો છે તે પુસ્તકના વિદ્વાન લેખક બાબુ ચંદ્રશેખર પંડિતજીનો હું અગત્ય આભાર માનું છું.

આ વાર્તાની ભાષા સંબંધી બે શબ્દો જણાવવાની હું યોગ્ય ધારૂં છું. ગુજરાતી ભાષામાં "સાક્ષર જનના જુદા જુદા વાડા" બંધાયલા છે. મારે જણાવવું જોઇએ કે મને સાક્ષરમાં ખપવાની રહેજ પણ અભિલાષા નથી. આપણે સાધારણ ઘરઘથુ ભાષામાં જે વાતચીત કરીએ તેવીજ સાદી ભાષા લખાણમાં વાપરવી જોઇએ:એવી મારી નમ્ર માન્યતા છે. અને આખી વાર્તામાં બનતા પ્રયાસે મેં ભાષા સાદી અને સરળ રાખવાનો પ્રયાસ કર્યો છે. આ મારો પ્રથમ પ્રયાસ છે, અને તેના પરિણામે જોડણી વિગેરેની જે જે ભૂલો થઇ ગઈ હોય, ) અને તે મોટા પ્રમાણમાં દોષ દૃષ્ટીએ જોનારને બેલાશક મળી:આવશે જે તે હંસક્ષીર વૃત્તિ રાખી,તે તરફ ક્ષમાની દૃષ્ટીથી વાંચકો જોશે એવી નમ્ર પ્રાર્થના છે.

આ વાર્તા લખવામાં મને સહાય કરનાર મારા એક મિત્ર રા. રણછોડજી હરિવલ્લવ શાહનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અંતે આ વાર્તાના વિવેકી વાંચકો કૃપા કરીને મારા થયેલા દોષો તરફ દયાભાવથી જોઇ મને પ્રોત્સાહન આપશે એવી આશા રાખું છું. તેમ થાય એટલે લખનારને વિશેષ ઉત્સાહ મળે, તે જણાવવાની કાંઇ જરૂર છે?

લી. સેવક

**રમણલાલ નાનાલાલ શાહ,**

# અરૂણા

અથવા

# વારાંગના કે વીરાંગના..?

## (૧) તુટેલી ઝુંપડી.




મય વર્ષાઋતુનો છે. આકાશ વાદળાંથી છવાઇ ગયું છે. કાળાં કાળાં વાદળાં આકાશમાં આમ તેમ અથડાઇને કાન ફાડી નાખે એવો ભીષણ અવાજ કરી રહ્યાં છે. મુશળધાર વરસાદ ચારે બાજુ વરસી રહ્યો છે. આખો દિવસ વીતી

જવા આવ્યો પણ વાદળાંઓને લીધે ભગવાન સુર્યદેવનાં દર્શન પૃથ્વી દેવીને આજે થયાં નથી. ચારે બાજુ પાણી પાણી અને પાણીજ નજરે પડે છે. નદી નાળાં વિગેરે પાણીથી ઉભરાઇ ગયાં છે.

આવા વખતે એક ભાંગી તૂટી ઝુંપડીમાં એક વૃદ્ધ સ્ત્રી બેઠી છે. ઉમ્મરમાં વૃદ્ધ, તેથી એક તો ગાત્રો શિથિલ થઇજ ગયેલાં, તેમાં તે બિચારી જુદા જુદા રોગોના સામટા પ્રસારાથી તદ્દન નબળી પડી ગયેલી હતી, અને તેણીનું શરિર તદ્દન જીર્ણ-તર બની ગયું હતું. વૃદ્ધ સ્ત્રીની પાસે એક બાલિકા ઉભી છે. તેણીની ઉમર સાત આઠ વર્ષથી વધારે નહોતી બાલિકાનો ચ્હેરો ઘણો મોહક અને કાંતીવાન હતો. તેણીની વિશાળ આંખો, અને ઉન્નત અવયવોથી તે નાની બાલિકા ઘણીજ રમણીય લાગતી હતી. સ્વભાવે તે હસમુખી જણાતી હતી. પોતાની નાની બીલાડીને પોતાની બગલમાં ઘાલીને તેને રમાડતી રમાડતી તે પેલી વૃદ્ધ સ્ત્રી આગળ ઉભી હતી. ઝુંપડીનું છાપરું તુટી ગયેલું હોવાથી મેઘરાજા આ ઝુંપડીમાં મહેમાનગીરીની મઝાહ ભોગવવાને ઘણી ખુશાથી ઉતરી પડયા હતા. ઝુંપડીની ચારે બાજુ ઘાસ અસ્તવ્યસ્ત સ્થિતિમાં ઉગી નીકળ્યું હતું. ઝુંપડીની આજુ બાજુ બીજું કોઇ મકાન દેખાતું નહોતું. પેલી વૃદ્ધ સ્ત્રી તથા બાલિકાના અંગપર વર-સાદના ફોરાં નિરંકુશપણે પડીને તેમના વસ્ત્રો ભીંજવતાં હતાં.

પોતાની બીલાડીને પ્રેમથી પોતાના પાસામાં વધુ જોરથી દાબતાં તથા હસતાં હસતાં તે બાલિકા બોલીઃ—"મોટી મા! ભુખ લાગી છે. કાંઈ ખાવાનું આપો?"

વૃદ્ધાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તે બાલિકા પોતાનું

આંસુ ભરેલું મુખ જુએ નહિ તેટલા માટે તેણીએ મ્હોં ફેરવી લીધું અને બોલી:—

"શું ખાઇશ બેટા! હું તેનોજ વિચાર કરું છું."

બાલિકા:—"રોટલી નહિ બનાવો?"

વૃદ્ધા:—"ઘરમાં લોટ બીલકુલ નથી."

બાલિકા:—"થોડો પણ નથી?"

વૃદ્ધા:—"જરાએ નથી."

બાલિકા:—"ત્યારે તો બજારમાંથી મંગાવવો પડશે."

વૃદ્ધા:—"થોડાક પૈસા તો છે, પણ આ મારમારના વરસાદમાં દૂર આવેલા બજારમાં જઇ ત્યાંથી કોણ લોટ લઇ આવશે? વળી આ વખતે દુકાનો પણ બંધ હશે."

બાલિકા!—"ત્યારે આજે ખાવાનું નહિ મળે?"

વૃદ્ધા:—"બેટા! જેવું આપણું નશીબ! કોઈ દિવસ એવું પણ સંકટ સહેવું પડે."

બાલિકા:—"કાંઈ પણ ખાવાનું આપો, બા! મને બહુ ભુખ લાગી છે."

આંખમાં આવેલાં આંસુ ફાટી ગયેલાં વસ્ત્રના પાલવથી લુછતી અને નિસાસો નાખતી તે વૃદ્ધ સ્ત્રી ઉઠીને ઝુંપડીમાં પડેલાં બે ચાર માટીનાં વાસણો તપાસવા લાગી. પણ વાસણોમાં પાણી ભરાઇ ગયું હતું. પાણીની અંદર થોડાક ચણા પડેલા હતા, પણ તે તદ્દન ભીંજાઇ ગયેલા હતા, એટલે કશા કામમાં આવી શકે તેમ નહોતા. કપાળ પર હાથ ઠોકી વૃદ્ધા પાછી જમીન પર બેસી ગઇ.

બાલિકા બોલી, "મોટીબા! ભૂખ લાગી છે! કાંઇક તો ખાવા આપો?"

વૃદ્ધાની આંખમાંથી બોર બોર જેવાં આંસુ પડતાં હતાં. તે વિચાર કરવા લાગી. ભગવાન મારા કયા જન્મના ભોગ લાગ્યા કે મારી આ દશા! મારા હાથે ઉછેરેલું આ કુમળું બાળક શું અન્ન વિના કરમાઇ જશે? આ જન્મમાં મેં શા પાપ કર્યાં હશે કે 'કરમ કઠણુ ને કાયા સુંવાળી' જેવી મારી સ્થિતિ થઇ? પ્રભુ! તેં ધાર્યું છે શું?

વૃદ્ધાની આંખમાંથી આંસુનો ધોધ વહયો જતો હતો. બાલિકાએ તે જોયું તે સમજી ગઇ. પોતાના હાથ વડે તે વૃદ્ધ સ્ત્રીના આંસુ લ્હોતી લ્હોતી તે બોલી "શું કરવા રડો છો? બા! ચણા પણ નથી? નથી તો ઓછી પીડા! હું નહિ ખાઉં. પણ તમે રડો છો શું કામ છાના રહો બા! હવે હું ખાવાનું નહિ માગું. હવે જો તમે રડો તો તમને મારી 'મુની' (બીલાડી)ના સમ છે!"

પોતાની મુનીને રમાડતી બાલિકા ઝુંપડીમાં રમત કરવા લાગી. એટલામાં સોળેક વર્ષની વયનો એક બળવાન બાળક પાણીથી તરબોળ થયેલો ત્યાં આવ્યો. વૃદ્ધા આ બાળકને આવતો જોઇ અત્યંત ખુશી થઇ. તે બોલી, "બેટા! તું વખતસર આવી પહોંચ્યો છે. અરુણા બીચારી આખા દિવસની ભુખી છે. અત્યારે ચોખા કે આટો મળી શકે તો લઇ આવ, બેટા! મારી પાસે આ પાંચ પૈસા છે. જલદી લઇને આવ. ભગવાન તારું ભલું કરશે!"

બાળકઃ—"આ ચાલ્યો માજી; અરૂણા! ગભરાઇશ નહિ; હમણાં લઇને આવું છું."

બાળક બહાર ચાલ્યો. અરૂણા તેની પાછળ પાછળ બહાર આવી.

---

## (૨) અરૂણાનું હરણ.




પડીથી થોડાક અંતરે એક નદી આવેલી હતી. નદી કિનારેથી ઝુંપડી બરાબર દેખાય છે. બાળક નદીના કિનારા આગળની એક પગથી આગળ થઇને જવા લાગ્યો. નદીમાં પાણી છલો છલ આવી રહ્યું હતું, અને ચારે બાજુ લીલી ઘાસ આમ તેમ ઉગી હતી. અરૂણાને પોતાની પાછળ આવતી જોઇને તે બાળક બોલ્યો, " અરૂણા! મારી પાછળ પાછળ ક્યાં આવે છે? હું તો ઘણે દુર જાઉં છું. તું પાછી જા. "

અરૂણાઃ—" નહિ જાઉં! મારે તમારી સાથે આવવું છે. "

બાળકઃ—" એ શું તોફાન કરે છે, અરૂણા? મારી સાથે આટલે બધે દુર વરસાદમાં ભીંજાતા અવાય? તું ગાંડી તો નથી થઇ ગઇ ને? "

અરૂણાઃ—" ત્યારે તમે જાઓ. હું તમે આવશો ત્યાં સુધી અહીંજ બેસી રહીશ. "

બાળકઃ—અરૂણા! તને તો ભુખ લાગી છે ને? "

અરૂણાઃ—તમારી સાથે રહેવાથી ભુખ નહિ લાગે. "

બાળક માયાથી અરૂણાના ખભા પર હાથ મૂકી બોલ્યો, "અરૂણા! જા, પાછી જા! આવીને તારી સાથે પેટ ભરીને વાતો કરીશ. હમણાં ઝુંપડીમાં જતી રહે.

અરૂણાઃ—" હું ઘેર પાછી નહિ જાઉં. પલળી તો ગયેલી છું જ. પછી વધારે વરસાદની મને શી દરકાર છે? જુઓ; કેટલાં બધાં

કદમનાં ફુલ જમીન પર વેરાયલાં છે! હું તે વીણીશ, ગીતો ગાઇશ, તમારે માટે માળા બનાવીશ, અને તમે આવશો ત્યારે તે તમને પહેરાવીશ! તમે જલદી પાછા આવજો "

"બહુ સારૂ. હું જલદીથી આવીશ." એમ કહીને બાળક ચાલ્યો ગયો.

અરૂણા રાજી થઇને ફુલ વીણવા લાગી અને ગાવા લાગી. કોઇક વખત તે બાળકની તરફ અને કોઇક વખત નદીની તરફ તે જોવા લાગી. બાળક દૂર ઘણે દૂર ચાલ્યો ગયો હતો, અને હવે તે નજરેથી દેખાતો પણ બંધ થઈ ગયો હતો. અરૂણાએ નદી તરફ દુર નજર નાખતાં તેને જણાયું કે દુરથી એક વહાણુ આ તરફ આવે છે. ધીમે ધીમે નાવ છેક અરૂણા ઉભી હતી તે કિનારા આગળ આવી પહોંચ્યું. અરૂણા અંદર બેઠેલાં માણસોની ગણત્રિ કરવા લાગી અને ગાવાનું, ફુલ વીણવાનું વિગેરે બધું ભૂલી ગઇ. અચાનક વહાણમાંથી એક માણસ કુદી પડયો અને અરૂણા ઉભી હતી ત્યાં કિનારા પર આવ્યો. અરૂણા વિસ્મિત નયનોથી તેના સામું જોઇ રહી. એટલામાં તે માણસે અરૂણાનો હાથ પકડી લીધો તથા તેને લઇને નાવ પર ચઢી બેઠો. અરૂણાએ ઘણું આક્રંદ કરવા માંડયું. " મોટી મા!......ઓ મોટી મા!......આ મને લઈ જાય છે...બચાવો રે!........." એમ ઘણી બૂમો પાડી. પણ સઘળું વ્યર્થ. કોઇએ તેણીની બૂમો સાંભળી નહિં. અરૂણાનું આક્રંદ વ્યર્થ ગયું. વહાણુ સડસડાટ આગળ વધી ગયું, અને બીચારી અરૂણાની દૃષ્ટીએ પોતાની ભાગી તૂટી ઝુંપડી, વિગેરે સર્વ દેખાતું બંધ થઈ ગયું. આ સર્વ ઘટના બજારમાં લોટ લેવા ગયેલા બાળકે દુરથી જોઇ હતી. તેણે જોરથી બુમ મારી, અને નદી કિનારે દોડતો આવ્યો, પણ વહાણુ સડસડાટ

ચાલ્યું જતું હતું તેને સહાય આપનાર કોઇ નહોતું. અરૂણાને બચાવવાને ખાતર આ વીર બાળકે બે કાંઠે વહી જતી નદીના ભયાનક જળમાં એકદમ કૂદકો માર્યો, અને વહાણ તરફ સપાટાબંધ તરતો જવા લાગ્યો. પણ વહાણ તો સડસડાટ આગળ વધતું જતું હતું.

---

## (૩) વૃદ્ધા કોણ હતી ?




જપુતાનાના પહાડી પ્રદેશમાં વલ્હાર નામનો પ્રદેશ છે. ત્યાં આપણે જે વખતની વાત કરીએ છીએ તે વખતે થોડાક રાજપૂત ક્ષત્રિય અને થોડાક ભીલ લોકોની વસ્તિ હતી. ઇ. સ. ની ૧૪ મી સદીના મધ્ય ભાગના અરસામાં આ પ્રદેશના એક રાજપૂતને ત્યાં એક અતિ સુંદર કન્યાનો જન્મ થયો. આ બાલિકા ઘણી મનોહર અને કાંતિમાન હતી. યોગ્ય ઉમ્મરે તેણીનાં લગ્ન કરવાની ધામધુમ અને તૈયારીઓ ઉત્સાહપૂર્વક થવા લાગી. પણ એટલામાં એક અચાનક ખબરથી આ કન્યાના કમનશિબ માબાપો ઉપર ભયંકર વજ્રપાત થયો! કન્યાના માતાપિતાને માલુમ પડયું કે પોતાની કુંવારી કન્યા ગર્ભવંતી છે! રાજપૂત જાતિ અનેક પ્રકારનાં કષ્ટ સહન કરવા તૈયાર થશે, પોતાનો પ્રાણ પણ રાજીથી અર્પણ કરશે, અન્નપાણી વિના જંગલેજંગલે આખી જીંદગી એક પણ નિસાસો નાખ્યા વિના રખડી રઝળીને પુરી કરવા તૈયાર થશે, પણ ચરિત્ર દોષ, પોતાના કુળમાં કલંક—કદિ સહન નહિ કરે. તેમાં પણ

પોતાની પુત્રીનું આવું નામોશી ભરેલું કલંક કોઇકજ બાપ સહન કરી શકે. 'દીકરી એ સાપનો ભારો છે' એવી જે આપણામાં કહેવત છે તે ખોટી નથી. પોતાના કુળને સદાને માટે કાળુ કલંક લગાડનાર આ કુલાંગાર કન્યાને જ્યારે તેણીનો પિતા હાથમાં સમશેર લઇને તેણીનું ખુન કરવાને ધસ્યો ત્યારે તેની માતાનું કોમળ હ્રદય પોતાની એકનીએક પરમરૂપવંતી પુત્રીપર જે ભયંકર સીતમ ગુજરતો હતો તે જોઇ દ્રવી ગયું. માતાનું પ્રેમમય હ્રદય થોભી શક્યું નહિ. પોતાના પતિની આંખમાં પુષ્કળ આંસુ સાથે માફી માગી અને તે ન મળે તો મા દીકરી બન્ને પર સાથે સમશેર ચલાવવાની તેણીએ વિનંતિ કરી. આ વિનંતિથી તે પિતા સ્હેજ અચકાયો અને પોતાની પુત્રીને મારી નાખવાને બદલે તે કલંકિની કન્યાને દુર જંગલમાં જઇને મૂકી આવ્યો. ત્યાં આ છોકરીને એક પુત્ર પ્રાપ્ત થયો, આ પુત્ર દિવસે દિવસે મોટો થતો ગયો. તેનો બાપ કોણ છે તેની તે છોકરાને ખબર નહોતી તે માત્ર પોતાની માતાનેજ ઓળખતો હતો જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તેણે પોતાની તીવ્ર બુદ્ધિને લીધે દરેક પ્રકારની વિદ્યા સહેલાઇથી મેળવી. પોતાના ગુજરાનને માટે તેને આ પ્રદેશમાં નહિ ફાવવાથી બંગાળાના નવાબને ત્યાં તેણે નોકરી શોધી લીધી અને તે હંમેશાં પોતાની માતા સાથે હવે બંગાળામાં રહેવા લાગ્યો. બંગાળામાં નવાબના કાંઈ કામને સારૂ આ યુવક કપોતાક્ષી નદીના કિનારા ઉપર ગયો હતો. ત્યાં એક લંગડા રજપૂતનું ઘર હતું. પરદેશમાં પોતાના દેશ બાંધવને જોઇને કોનું હ્રદય આનંદથી ઉછળ્યા વગર રહે ? આખરે તેજ ઘરની થોડેક દુર એક બીજી ઝુંપડી બનાવીને આ યુવક પોતાની માતા સાથે ત્યાં રહેવા લાગ્યો. તેનું નામ કૃષ્ણલાલ હતું. હિંદમાં જુદી જુદી જાતના

જ્ઞાતી બંધારણને લીધે એક પ્રાંતના રહેવાસીઓ, દેશના બીજા પ્રાંતના રહેવાસીઓ સાથે લગ્ન થવાનું અસંભવિત છે. કૃષ્ણુલાલની માતાએ પોતાના પુત્રને માટે કોઈ પોતાની જાતની કન્યા મેળવવાનો ઘણો પ્રયત્ન કર્યો. પણ તેમ બની શક્યું નહિ. છેવટે મુર્શીદાબાદની પાસેના એક ગામમાં રહેતી એક વારાંગનાની પુત્રીની સાથે વૃદ્ધ માતાએ કૃષ્ણુલાલનો વિવાહ કર્યો. આ વારાંગનાની પુત્રીએ એક કન્યાને જન્મ આપ્યા બાદ અચાનક મરણુ પામી. આ કન્યા તે અરૂણા.

કૃષ્ણુલાલે નવાબને ત્યાં નોકરીમાં સારૂં માનપાન પોતાના બુદ્ધિબળથી મેળવ્યું હતું. કૃષ્ણુલાલને નોકરીના અંગે જુદે જુદે ઠેકાણે ફરવું પડતું હતું, પણ ત્યાંથી તે વારંવાર આવીને પોતાની વૃદ્ધ માતા તથા કન્યાને જોઇ જતો હતો તથા તેમની સંભાળ રાખતો હતો. પણ અરૂણાની ઉમ્મર એક વર્ષની થયા બાદ કૃષ્ણુલાલ કદિ પણ પોતાની પુત્રીને કે માતાને મળવા પાછો ફર્યો નહોતો. લોક વાયકા એવી હતી કે કૃષ્ણુલાલે કોઇક ઠેકાણેથી પુષ્કળ ધન એકઠું કર્યું હતું તે ધન લઇને તે પોતાની માતાની પાસે આવતો હતો તે વખતે લુટારૂઓએ તેને લુટી લીધો હતો અને તે હવે જીવતો રહ્યો હોય એવું માનવાનું કાંઈ પણ કારણ જણાતું નહોતું.

કૃષ્ણુલાલની વૃદ્ધ માતાએ છ વર્ષ સુધી અનેક પ્રકારના કષ્ટો સહન કરીને અરૂણાને ઉછેરીને મોટી કરી હતી. તેમના ઘરની પાસે રહેતા લંગડા રજપુતના પુત્રની મદદ તેમને ઘણી સારી હતી. આ પુત્ર તે અરૂણા પાછળ તેને બચાવવા નદીમાં કુદી પડેલો યુવક હતો. અરૂણાના અચાનક ગુમ થવાથી અનેક રોગથી પીડાતી આ વૃદ્ધ સ્ત્રિ ઉપર અચાનક વજ્રપાત થયો અને થોડાક વખતમાં બીચારી મરણુ પામી.

## (૪) નાવમાં અરૂણા.



અરૂણાને નાવમાં પકડી ગયા પછી અરૂણા ભયને લીધે જોરથી ડુસકાં ખાઈ ખાઇને રડવા લાગી. તેને રડતી જોઇને વહાણુ-પરનાં માણસોએ તેને બહુ બીક બતાવી. એત્રણ માણસોએ આંખો કાઢીને કહ્યું, "જો આવી રીતે તું રડીશ તો તને પાણીમાં ડુબાડી દઇશું અને તારૂં માથું કાપી નાખીશું!" આવી વાત સાંભળી અરૂણા બીચારી ગભરાઇ ગઇ અને મનમાંને મનમાંજ રડવા લાગી. આખી રાત નાવ પાણીમાં સડસડાટ આગળ વધતી ગઇ. સવારના પહોરમાં એક મોટા વહાણુ આગળ નાવને લઇ જવામાં આવ્યું અને આ નાવમાંથી બધાં માણસો વિગેરે પેલા મોટા વહાણમાં ચઢી ગયાં. અરૂણાને પણ વહાણુમાં લઈ લેવામાં આવી. પેલા નાવને વહાણુ સાથે બાંધી દેવામાં આવ્યું અને પછી વહાણુને આગળ ચલાવવામાં આવ્યું.

અરૂણાએ આવુ મોટું વહાણ કદિ જોયું નહોતું એટલે તે રડવાનું ભુલી જઇને વહાંણુ જોવા લાગી. વહાણુ ઘણું મોટું હતું, અને તે ઉપર ચાર સારા સામાનથી ભરપુર ઓરડા હતા. અરૂણા આશ્ચર્યથી તે બધું જોવા લાગી અરૂણાનો હાથ પકડીને એક આદમી તેને આ ચારમાંના એક ઓરડામાં લઇ ગયો અને એક કટોરામાં દુધ નાખી બોલ્યો, "તને ભૂખ બહુ લાગી હશે. આ દુધ પી જા." અરૂણા બીચારી ભુખથી આકુળ વ્યાકુળ બની ગઈ હતી, તે એકદમ પેટ ભરીને દુધ પી ગઈ. આવી રીતે ત્રણ દિવસ સુધી વહાણુમાં અરૂણાને

મુસાફરી કરવી પડી. પોતાની વ્હાલી દાદીમાના વિયોગથી અરૂણા બહુ મુઝાતી હતી પણ અહીંના માણસો આ નિર્દોષ નાની બાલિકા સાથે ઘણી સારી રીતે વર્તતા હોવાથી તે ધીમે ધીમે તેમની સાથે હળી ગઇ અને પોતાનું દુઃખ ભુલવા લાગી.

ચોથે દિવસે વહાણને લંગર કરવામાં આવ્યું. આ સ્થળે નદીનો પટ એટલો વિશાળ અને જુસ્સાદાર હતો કે વહાણ જો એક દિવસ વધુ મુસાફરી કરે, તો બંગાળાના ઉપસાગરમાં જઈ ચડે, એમ અનુમાન થઇ શકતું હતું. નદીના બન્ને કિનારે વૃક્ષોનાં ઝુંડને ઝુંડ પવનથી હાલતાં હતાં. આ ઘનઘોર ઝાડીમાં થઇને એક પગદંડી રસ્તો જતો હતો. વહાણનાં બધાં માણસો જમીન પર ઉતરી પડ્યાં અને એ પગ રસ્તા ઉપર થઇને ગીચ ઝાડીઓમાં જવા લાગ્યા. અરૂણાનો હાથ પકડીને એક માણસ તે પગ રસ્તા પર થઇને તેને લઈ ચાલ્યો. વહાણ પર દરરોજ પોતાના ખોળામાં બેસાડીને અરૂણાને આ માણસ સારી રીતે ખવડાવતો પીવડાવતો હોવાથી અરૂણા તેની સાથે ઘણી સારી રીતે હળી ગઇ હતી.

પગ રસ્તો થોડેક દુર ચાલ્યા પછી અરૂણાએ પોતાના સાથીદારને પૂછ્યું, “ મને ક્યાં લઈ જાઓ છો ? ”

“ જ્યાં જવાનું છે, તે જગ્યા હમણાં આવશે. હવે બહુ દુર નથી.”

“ મને ત્યાં લઈ જઇને શું કરશો ? ”

“ તને સારૂં સારૂં ખાવાનું આપીશ; તને રમવાને રમકડાં આપીશ; અને તને સુખમાં રાખીશ. ”

“ મને મારે ઘેર નહિ જવા દો ? ”

“ ના. ”

" પણ મારાં મોટી બા ત્યાં છે ને ? "

"હવે મોટી બા પાસે તારાથી નહિ જવાય. અમે કોણ છિએ તે તું જાણે છે, અરૂણા ?"

" ના, તમે કોણ છો ? "

" અમે ડાકુ—ચાંચીયા છિએ. "

અરૂણા થરથર કાંપવા લાગી. તેણીએ સાંભળ્યું હતું કે ડાકુઓ માણસોને મારી નાંખે છે અને તેમના હાથમાં સપડાયલાં માણસો કદિ પાછાં પોતાને વતન જઈ શકતાં નથી.

અરૂણાને આવી રીતે ગભરાઈ ગયેલી જોઇને પેલા ડાકુએ તેને પોતાના હાથમાં ઉંચકી લીધી અને તેને આશ્વાસન આપતાં બોલ્યો, શું કરવા ગભરાય છે, અરૂણા ! અમે તને સ્હેજ પણ દુઃખ દઇશું નહિ.

થોડે દુર ચાલવા પછી એક જગ્યા આવી. આ સ્થળ વાળી ઝુડીને સાફ કરી રાખેલું દેખાતું હતું કારણ કે અહીં એક તણખલું પણ પડેલું નજરે આવતું નહોતું. આજુબાજુ ઝાડની ઘટા એટલી તો ગીચ હતી કે સૂર્યના કિરણો પણ અહીં પ્રવેશી શકતાં નહોતાં. અહીં આગળ આવીને બધાં માણસો ઉભાં રહ્યાં. અરૂણાને પણ પોતાના હાથમાંથી જમીન ઉપર મૂકીને પેલો માણસ પણ ત્યાં ઉભો.



# (૫) "ગુપ્તપુરી"




ગીચ ઝાડી અંદર જમીન ઉપર લગભગ ૩૦ હાથ લાંબુ અને ચાર હાથ પહોળું એક લાકડાનું ઢાંકણુ હતું. એક છુપી ચાંપ દાબીને ડાકુઓએ તે ઢાંકણુ ઉઘાડી નાખ્યું. નીચે ઈંટાની એક નીસરણી બનાવેલી હતી, તેની ઉપરથી ઉતરીને બધા જમીનના પેટામાં આવેલા વિશાળ ભોંયરામાં ગયા. અહીં આવીને ડાકુઓએ ગુફાનું મ્હોં ફરીથી બંધ કરી દીધું. અહીંથી થોડે દુર અંધારામાં ચાલ્યા જવા બાદ એક નીસરણી આવી. આ નીસરણી ઉપર થઈને ડાકુઓ ઉપર ચઢયા, આ સ્થળ સ્વચ્છ હતું અને ચારે બાજુથી સૂર્યનાં કિરણો અંદર આવીને પ્રકાશ આપી રહ્યાં હતાં. અરૂણાને પણ ડાકુઓ પોતાની સાથે અહીં લાવ્યા હતા.

આ ગુપ્તપુરી ઘણી વિશાળ હતી. તેની અંદર એક બાજુ ઈંટોનાં ચણેલાં રમકડા જેવા નાનાં પણ સુશોભિત મકાનો આવેલાં હતાં બીજી બાજુએ વિશાળ મેદાન જેવું હતું અને તેની વચ્ચે પણ ઈંટોનું ચણેલું એક નાનકડું મકાન હતું. આ મકાનમાં અનેક પ્રકારનાં અસ્ત્રશસ્ત્ર વિગેરે ભરવામાં આવ્યા હતાં. આ મકાનની બીજી બાજુએ એક નાનું પણ નિર્મળ જળથી ભરેલું તળાવ હતું. આ તળાવની પાળ ઉપર

ઉગેલા પુષ્પના છોડવા અને વેલાઓ ઉપર ઉગેલાં પુષ્પોથી ત્યાં ઘણીજ ખુશબો ફેલાઇ રહેલી હતી. ઉપર જણાવેલાં મકાનોમાં ઘણાં માણસો રહેતાં હતાં. ત્યાં આજુબાજુ પણ પુષ્કળ માણસો ફરતાં દેખાતાં હતાં. આ મકાનની પાછળ એક બંધ કોઠાર જેવું હતું. તેને બારીઓ જાળીઓ વિગેરે કાંઇપણ નહોતું તે ઉપરથી જણાતું હતું કે અહીં ડાકુઓનો ખજાનો ભર્યો હશે. આ કોઠાર અને તળાવની વચ્ચે માતાજીનું એક નાનું મંદિર હતું. આ મંદિરમાં માતાજીની મૂર્તિની સામે હાથ જોડીને ધ્યાનગ્રસ્ત સ્થિતિમાં મહાત્મા અજીતાનંદ બેઠા હતા. અજીતાનંદ સ્વામીના વાળની જટાઓ ઘણી લાંબી હતી. સ્વામીશ્રીએ લાલ વસ્ત્રો પહેર્યાં હતાં અને ખભાપર લાલ ઉપરણો ઓઢયો હતો. બન્ને હાથના પહોંચા ઉપર તથા ગળામાં રૂદ્રાક્ષની માળાઓ તેમણે પહેરેલી હતી. કપાળમા સિંદુરનું ત્રિપુંડ કરેલું હતું. સ્વામીજીના લાલ વસ્ત્રો, લાંબી જટા, તથા કપાળમાં મોટું ત્રિપુંડ એ સર્વ જોઇને સ્વામીજીની મૂર્તિ અતિ રૌદ્ર અને ભયંકર માલમ પડતી હતી.

અરૂણાને લઇને એક ડાકુ અજીતાનંદ સ્વામીની પાસે ગયો. અજીતાનંદ સ્વામીએ 'ચિરંજીવ' કહીને અરૂણાના મસ્તકે હાથ મૂકી તેણીને આશીર્વાદ દીધો. મંદિરમાં ઘીનો એક દીવો ચેતાવવામાં આવ્યો, આ ઘીના દીપકના ઝાંખા પ્રકાશમાં અરૂણાએ કાલિકાદેવીની ભવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં. કાલિકા માતાની મૂર્તિની નજીક એક બાજુ પર માતાજીની પૂંજા કરવાની સર્વ સામગ્રી રાખવામાં આવી હતી, જ્યારે બીજી બાજુએ ભીંત પર બે તેજદાર તરવારો લટકતી હતી.

અજીતાનંદે અરૂણાને કહ્યું, "માતાજીને પ્રણામ કરો."

ભીષણ અંધકાર વચ્ચે દીપકના ઝાંખા પ્રકાશમાં માતાજીની મૂર્તિ ભયંકર દેખાતી હતી. સ્વામીના ફરમાન મુજબ અરૂણાએ માતાજીને

પ્રણામ કર્યા. અજીતાનંદે ત્યાં પડેલા એક નાળીએરમાંથી કોપરું કાઢીને અરૂણાને આપ્યું. અરૂણાએ તે લેવાને પોતાનો જમણો હાથ લાંબો કર્યો. પણ હાથની હથેલી જોતાંજ સ્વામી એકદમ ચમક્યા. અરૂણાનો હાથ બરાબર તપાસી અત્યંત પ્રસન્ન થઈ અરૂણાના માથા પર હાથ મુકી સ્વામીએ કહ્યું, "પુત્રી! તારૂં ભાગ્ય મહાન્ છે. તારા નશિબમાં મહારાણી થવાનું લખાયલું છે. જીવતી રહે, પુત્રી! અને ઘણું સુખ ભોગવ!" એમ કહીને સ્વામીશ્રીએ અરૂણાને આશિર્વાદ દીધા. અરૂણાએ અજીતાનંદ સ્વામીને પ્રણામ કર્યા. ત્યારબાદ પેલો ડાકુ અરૂણાને લઇને એક બીજા મકાનમાં ગયો. ત્યાં ડાકુઓનો સરદાર પોતાનો દરબાર ભરીને બેઠો હતો. સરદારનો શરિરનો રંગ સીસમના લાકડાથી વધારે કાળો નહોતો એવી અમે વાંચકોને ખાત્રી આપી શકીએ છિએ. સરદારનું શરિર લાંબુ અને પાતળું હતું તથા પેટ મહાદેવજીના પુત્ર ગણપતી સરખું હતું. તેનું માથું ગોળ હતું તથા માથાના વાળ ફેંટા અંદર થઇને ખભાપર લટકતા હતા. આંખો ગોળ તથા રાતી હતી. મ્હોંમાં તે હુકકાની નળી ઘાલીને હુક્કો ગડગડાવતો બેઠો હતો. તેની આંગળીઓ ઘણી જાડી હતી.

અરૂણાને લઇને ડાકુ અંદર આવ્યો તથા સરદારને પ્રણામ કરીને બોલ્યો, "સરદાર સાહેબ! મુસાફરી બરોબર ન થવાના કારણે બધાં કામ તો થઇ શક્યાં નથી, પણ આપની આજ્ઞાનુસાર આ બાલિકાને આણી છે."

સરદાર બોલ્યો, "ઠીક; હમણાં જાઓ છ ઘડી રાત વીતે તે વખતે અહીં મારી પાસે આવજો."

હુકમ મુજબ ડાકુ અરૂણાને લઇને ચાલ્યો ગયો. સરદારની હુકમ

બાજુએ એક ગૌરવર્ણ બલિષ્ટ ડાકુ બેઠો હતો. તેના તરફ જોઇને સરદારે પૂછ્યું, "કેમ ? આ છોકરીથી કામ નભશેને ?"

ડાકુ:—" એમ લાગે છે તો ખરૂં. હું જઇને અજીતાનંદ સ્વામીને પૂછી આવું છું." એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

રાત્રે અરૂણાને જ્યારે ત્યાં લાવવામાં આવી ત્યારે સરદાર તેનો હાથ પકડીને તેને પોતાના સુવાના ઓરડાની જોડેના ઓરડા આગળ લઇ ગયો. અહીં ત્રણ સુંદર સ્ત્રિઓ બેઠી હતી. તેઓ અરૂણાની સાથે વાતો કરવા લાગી.



## (૬) ઉદયસિંહના લગ્ન.



ગુપ્તપુરીની ગુપ્ત કરામતોને થોડીક વાર બાજુએ મૂકીને વાંચકોને મારી સાથ હવે જરી અરવલ્લી પર્વતની હવા ખાવાને આવવું પડશે. પછી વળી આપણે અરવલ્લીથી બંગાળામાં ગુપ્તપુરીની મુસાફરી કરી આગળ ઉપર આપણી વાર્તાનો સંબંધ સળંગ કરી લઇશું ત્યાં સુધી ધીરજ ધરવાને વિનંતિ છે.

અરવલ્લી પર્વતની ગીચ વૃક્ષ ઘટાઓની નજીકમાં એક સુંદર પહાડી પ્રદેશ છે. આ પ્રદેશ ચિત્તોડના મહારાણાના તાબામાં હતો. ત્યાં આ પ્રદેશની આજુ બાજુ એક મજબુત કિલ્લો હતો આ દુર્ગનું નામ 'કમલમીર દુર્ગ' હતું અને ત્યાંના કિલેદાર—રક્ષકનું નામ આશાશાહ હતું. આશાશાહ જાતનો વણિક હતો.

આજે દુર્ગરક્ષક આશાશાહને ત્યાં કાંઇ ભારે ધામધુમ માલમ

પડે છે. ચારે બાજુ આનંદના ધ્વનિ થઈ રહ્યા છે. સૌભાગ્યવતી સ્ત્રીઓના મંગલ ગીતથી કમલમીર દુર્ગ આજે વાજી ગાજી રહ્યો છે. ચારે બાજુ માણુસોની ભારે ધમાચકડી માલુમ પડે છે.

પણ મારા વાંચકો મને પૂછશે કે આજે આટલા બધા ઉત્સવનું શું કારણ છે? આનું કારણ એ છે કે રાજપૂત કુલના ગૌરવ સમાન ચિતોડાધિપતિ મહારાણા સંગ્રામસિંહના પુત્ર ઉદય-સિંહના લગ્નનો આજે માંગલીક દિવસ છે. ચિતોડના મુખ્ય મુખ્ય સરદારો પુષ્કળ ધન અને ભારે કિમ્મતના પોશાકો લઇને આજના મહાન ઉત્સવમાં સામેલ થયા છે. ચંદાવતો, ચોહાણ, પરમાર વિગેરે રાજવંશીઓ અપૂર્વ ઉત્સાહથી આજના માંગલીક કાર્યમાં ભાગ લેતા નજરે પડે છે. સલુમ્બાધિપતિ, કૈલેશ્વર, વાગોરપતિ વિગેરે રાજાઓ પુષ્કળ ઉત્સાહથી આજના મહોત્સવમાં સામેલ થયા છે. આજના લગ્ન પ્રસંગોત્સવમાં સર્વથી વધુ આનંદ ચિતોડના સરદારોને તથા આશાશાહને હતો. સરદારોની લાંબા વખતની ઇચ્છા આજે પાર પડી હતી અને આશાશાહે જે કઠોરવ્રત લીધું હતું તેની પણ આજે સમાપ્તિ થઇ હતી.

ચિતોડના મહારાણાના લગ્ન ચિતોડમાં ન થતાં પાટનગરથી દુર આવેલા કમલમીર દુર્ગમાં કેમ થયાં એવો પ્રશ્ન વાંચકો પૂછશે, આ વાતને માટે ઇતિહાસના અધ્યયનની જરૂર છે, પણ આપણી વાર્તામાં ભંગાણુ ન પડે માટે આપણને ખપપુરતી હકીકત નીચે આપવામાં આવે છે, તે ઇતિહાસ છે છતાં વાંચકોને અવસ્ય રૂચીકર થઇ પડશે.

મહારાણા પૃથ્વીરાજના મૃત્યુ પછી મેવાડના રાજ્યકારભારની લગામ તેમના પુત્ર વિક્રમાજીતના હાથમાં આવી. વિક્રમાજીત ઘણો

કાર્યદક્ષ અને પરાક્રમી હતો છતાં તેનામાં મોટો અવગુણ એ હતો કે તે નિષ્ઠુર, મનમાં આવે તે કરનાર જોહુકમી, દુર્ગુણી અને આપ ખુદ હતો. તેના આવા દુર્ગુણોને લીધે પ્રજાએ તેને ગાદીપરથી ઉઠાડી મૂક્યો અને પૃથ્વીરાજના ઓરસ પુત્ર (દાસીથી ઉત્પન્ન થયેલો) વનવીરને મેવાડનો રક્ષક ( Regent ) બનાવવામાં આવ્યો. સીંહાસન પ્રાપ્ત કરતાંની સાથે વનવીરે વિક્રમાજીતને કેદ કરી લીધો. આ વખતે ઉદયસિંહની ઉમ્મર માત્ર ૨ વર્ષની હતી.

આ સંસારમાં લોભના જેવી ભયાનક વસ્તુ બીજી કોઇપણ નથી. લોભના ફંદમાં ફસીને માણસ કયો અધર્મ કરતો નથી? જેનું હૃદય ધર્મની જ્યોતિથી પ્રકાશિત થયેલું નથી તે ગમે તેવો કર્તવ્ય પરાયણ હોય તો પણ સમય આવતાં સ્વાર્થનું દાસત્વ સ્વીકારી જે ન કરે તે ઓછું છે. તેમાં પણ રાજ્ય લોભના જેવો બીજો લોભ કયો હોઈ શકે? વનવીર આ લોભના ફંદમાં ફસ્યો.

વનવીરે જોયું કે પોતે જે ગાદી પ્રાપ્ત કરી હતી તેમાં ભાગ પડાવનાર તેના મુખ્ય શત્રુઓ બે હતા. એક વિક્રમાજીત અને બીજો મહારાણા સંગ્રામસિંહનો પુત્ર ઉદયસિંહ. વનવીર ગમે તેવો પણ દાસી પુત્ર હતો, એટલે ચિત્તોડની ગાદીનો ભવિષ્યનો વારસ બાલકુમાર ઉદયસિંહજ હતો. આ કારણથી પોતાના ભાગ્યપંથ પરનાં આ બે કંટકરૂપી વૃક્ષોનું પુરેપુરું ઉચ્છેદન કરવાનો રાજ્યલોભી વનવીરે સંકલ્પ કર્યો.

એક દિવસ રાત્રે વનવીર પોતાની સમશેર લઇને વિક્રમાજીતના ઘરમાં ગયો અને બીચારા વિક્રમાજીતને તેણે મારી નાખ્યો. અંતઃપુરમાં ભયાનક આર્તનાદ થવા લાગ્યા. આ વખતે બાળક ઉદયસિંહને પારણાંમાં પોઢાડીને તેની ધાત્રી પન્ના તેને હીંચકો નાખતી બેઠી

હતી. એક હજામે આવીને વનવીરે વિક્રમાજીતનું ખૂન કર્યું તે હકીકત પન્નાને કહી સંભળાવી અને એમ પણ જણાવ્યું કે વનવીર ઉદય-સિંહનું ખુન કરવા જલદીથી આ તરફ આવશે. આ આદર્શ ધાત્રીએ પોતાના પુત્રને ઉદયસિંહનાં પારણામાં સુવાડી દઈ ફુલના ટોપલામાં ઉદયસિંહને સંતાડીને હજામની સાથે સહીસલામત ઉદયસિંહને રણુ-વાસમાંથી દુર કરીને પોતાના પુત્રનું બલીદાન કેવી રીતે આપ્યું એ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે. પોતાના પુત્રના ભોગે આ વીર ધાત્રીએ અસહાય ઉદયસિંહનું જે રીતે રક્ષણ કર્યું હતું તેથી પન્નાની કીર્તિ ચોમેર પસરી રહેલી છે. વનવીરે ભૂલમાં પન્નાના પુત્રનું તેને ઉદયસિંહ જાણીને ખૂન કર્યું. તે પછી પન્ના રણુવાસમાંથી છુપી રીતે છટકી જઇને પેલા હજામને મળી અને ઉદયસિંહને ફરીથી પોતાના કબજામાં લીધો. રાજકુમારને લઇને અન્નનો એક દાણો પણ મોઢામાં મૂકયા સિવાય ઉદયસિંહને કોઇ આશ્રય આપે એ ઇચ્છાથી પન્ના ઘણે સ્થળે ભટકી પણ દુષ્ટ વનવીરનો ત્રાસ એટલો સખત હતો કે પન્ના તથા ઉદયસિંહને કોઇએ પણ આશ્રય આપ્યો નહિ. છેવટે અરવલ્લીના પહાડી પ્રદેશને વટાવીને કમલમીર દુર્ગના રક્ષક આશાશાહના ખોળામાં પન્નાએ બાલ રાજકુમારને મૂક્યો અને બોલી, "શેઠજી! આપના રાજા અત્યારે આપત્તિમાં ફસી પડીને આપને ત્યાં આશ્રયને માટે પધાર્યા છે. આપ તેમનો પ્રાણ બચાવો."

સ્વામીનિષ્ટ આશાશાહે બાલ રાજકુમારને પોતાના આશ્રયમાં લીધો પન્ના ત્યાંથી આવતી રહી. આશાશાહે રાજકુમારને પોતાના ભત્રિજા તરીકે જાહેર કર્યો.

ધીમે ધીમે રાજકુમાર મોટો થયો. બાલપણુમાંજ તેના પરાક્રમોથી

તેણે કમલમીરની પ્રજાના મન હરણ કરી લીધાં હતાં. ધીમે ધીમે આ રાજકુમાર તે મહારાણા સંગ્રામસિંહનો પુત્ર ઉદયસિંહ છે તે વાત પ્રસિદ્ધ થઇ ગઈ. એક વખતે શોણી ગુરૂરાજ પવાર આશાશાહની મુલાકાતે આવ્યા હતા. આ રાજકુમારનું સુંદર વદન, તેના અતુલ પરાક્રમો અને રાજવંશી ઠાઠ જોઇને શોણી ગુરૂરાજ અત્યંત પ્રસન્ન થયા અને પોતાની પરમ રૂપવંતી પુત્રી સરોજસુંદરીના લગ્ન રાજકુમાર સાથે કરવાનો નિશ્ચય કર્યો. આ વાત સાંભળીને ચિતોડના નાના મોટા સર્વ સરદારો અત્યંત પ્રસન્ન થયા અને બધા કમલમીર દુર્ગમાં એકઠા મળ્યા. ત્યાં ઘણાં ભારે ઠાઠમાઠથી ઉદયસિંહનાં લગ્ન થયાં. આ મહોત્સવને લીધેજ આજે કમલમીરદુર્ગમાં આટલી બધી ધામધુમ મચી રહી છે.

વનવીરના અત્યાચારથી બધા કંટાળી ગયા હતા, અને ચિત્તોડના હક્કદાર વારસ ઉદયસિંહને ગાદીપર બેઠેલો જોવાને ચિત્તોડની પ્રજા તલપી રહી હતી. આથી સર્વ સરદારોએ ઉદયસિંહને લાગ સાધીને ગાદી પર બેસાડી વનવીરને ઉઠાડી મૂકવાનો દૃઢ સંકલ્પ કર્યો. આ સંકલ્પ કેવી રીતે પાર પડયો તે જોવાને માટે અમારા વાંચકોને હજુ થોડોક વખત થોભ્યા સિવાય છુટકો નથી.



# ૭ સરોજ સુંદરી.

કુમલમીરના દુર્ગની પાસે સંગેમરમરનો બનાવેલો ઉત્તમ શિલ્પ કારીગીરીવાળો બંગલો છે. આ બંગલાના વિશાળ દિવાનખાનાની જોડે આવેલા શયનગૃહમાં વાંચકોને મારે લઇ જવા છે. આ શયનગૃહ ઉત્તમોત્તમ ચિત્રો તથા બીજા સર્વ સામાનથી ભરપૂર છે. દીપકની અંદર સુગંધીદાર તેલનાં મિશ્રણથી આખા ઓરડામાં ચારે તરફ સુગંધી બની રહી છે. વચ્ચે એક અતિ સુંદર ભરતભરીનો ગાલીચો પાથર્યો છે તેનાં પર બેઠેલી બે સુંદરીઓ એક બીજા વચ્ચે મંદમંદ સ્વરે કાંઇ વાતો કરી રહી છે બારીઓ વાટે ચંદ્રનો શીતળ પ્રકાશ તેમના મુખમંડળ પર પડી તેમની કાંતિમાં અધિક વૃદ્ધિ કરે છે.

બન્ને યુવતિઓની ઉમ્મર પંદર વર્ષથી વધારે નથી. તેમાંની એક શોણી ગુરૂરાજની પુત્રી સરોજસુંદરી છે, જ્યારે બીજી તેની સખી લાવણ્યકુમારી છે. સરોજસુંદરીના સૌંદર્યનું વર્ણન કરી વધારે પાનાં ભરવાની જરૂર નથી. મોરનાં ઇંડાને ચીતરવાની જરૂર નથી. આ રાજપૂત રમણી સાક્ષાત સૌંદર્યની મૂર્તિ હતી. લાવણ્યકુમારી તેણીના નામ પ્રમાણેજ લાવણ્યમય, ભાવમય અને હસમુખી હતી. બંને સખીઓ વચ્ચે અપાર પ્રેમ હતો.

રાજકુમારી સરોજસુંદરીના કોઈ દુરના સગાની પુત્રી લાવણ્યકુમારી હતી. લાવણ્યના માતાપિતા લાવણ્યની બાલ્યાવસ્થામાંજ પરલોકવાસી થયેલાં હોવાથી સરોજસુંદરીના પિતાએ નાનપણથીજ

સરોજસુંદરીની સખી તરીકે લાવણ્યને નીમેલી હતી. આથી આ બને બાલસહચરીઓ વચ્ચે ઘણોજ ગાઢો સ્નેહ હતો.

ઉદયસિંહના લગ્નની આ પ્રથમ રાત્રિ છે. સરોજસુંદરી લાવણ્યકુમારી સાથે પોતાના પિતાના ઘેરથી કમલમીરમાં પતિના મુકામે આવી છે. નવયુગલને માટે કમલમીરનું આ સુંદર મકાન નિર્ણિત કરવામાં આવ્યું છે. અત્યારે જે મકાનમાં આપણે સરોજસુંદરી અને લાવણ્મયકુમારીને જોઇએ છીએ તે મકાન આજ છે.

લાવણ્ય—"તમારા આવા વર્તનની મને સમજણ પડતી નથી."

રાજકુમારીઃ—"હું કોઇની સુંદરતા પર લોભાઈ જવા ઇચ્છતી નથી."

લાવણ્યઃ—"એ તો ઠીક, પણ માથાના વાળ ગુંથ્યા સિવાય તે કાંઈ ચાલે?"

રાજકુમારીઃ—"મને તો લાગે છે કે બધું ચાલે."

લાવણ્યઃ—"તમને ગમ્યું તેમાં શું થયું, કહેવત છે કે આપણી પસંદગીનું ખાઇએ અને બીજાની પસંદગીનું પહેરીએ."

રાજકુમારીઃ—"સ્વામી કાંઇ પારકા છે?"

લાવણ્યઃ—"હું એ માર્ગ તરફ કદી ગઇ નથી, એટલે એ બાબતમાં પારકા પોતાના હું સમજતી નથી."

રાજકુમારીઃ—"સમજીશ ત્યારે શીખીશ!" એમ કહીને લાવણ્યના ગાલ પર ધીમેથી હસ્તપ્રહાર કરી રાજકુંવરી હસવા લાગી. લાવણ્ય તેના બદલામાં રાજકુમારીનું માથું પકડી બળાત્કારથી તેનું માથું બાંધવા લાગી, થોડીકવારમાં રાજકુમારી હસતી હસતી બીજા ઓરડામાં ચાલી ગઇ.

આ ઓરડામાં એક મેજ ઉપર નાની મોટી ઘણા પ્રકારની જુદી જુદી ફુલની માળાઓ રાખવામાં આવેલી હતી. રાજકુમારીએ પોતાના અંગ ઉપરથી સર્વ આભૂષણો ઉતારી નાખ્યાં, અને પછી તેમની જગ્યાએ સુંદર સુંદર પુષ્પોની માળાઓ તેણીએ પહેરવા માંડી. એટલામાં લાવણ્ય કુમારી ત્યાં આવી પહોંચી. તેણીએ રાજકુમારીને તેણીની ઇચ્છાનુસાર આખા શરિરે પુષ્પની માળારૂપી આભૂષણો પહેરાવ્યાં, હાથમાં ગળામાં કાનમાં, જ્યાં જુઓ ત્યાં ફુલની માળાઓ સરોજસુંદરીએ પહેરી દીધી. છેવટે ખીલેલાં કમળના એક મોટો અને સુંદર હાર રાજકુમારીના ગળામાં લાવણ્યે પહેરાવી દીધો, સરોજસુંદરી જાણે ફુલરાણી બની ગઇ! રંગબેરંગી પુષ્પોરૂપી આભૂષણોથી રાત્રીના વખતે રાજકુમારી એટલી તો મનોહર જણાવા લાગી કે તેની રસિક સહચરી સ્ત્રી જાતિ છતાં પણ રાજકુંવરીના અતુલ સૌંદર્યપર મુગ્ધ બની ગઇ અને હસતી હસતી પોતાની પ્રિય સહચરીને આનંદથી ભેટી પડી! તે બોલી, "રાજકુંવરી! તમે મૂળથીજ સૌંદર્યવાન હોવાથી સોના રૂપાના દાગીના કરતાં આ પુષ્પના આભૂષણોમાં પણ તમે અતિ મનોહર જણાઓ છો. હું તમારાપર મોહી પડી છું, ત્યારે ઉદયસિંહના તે શા આશરા?!"

રાજકુમારી શરમાતી શરમાતી લાવણ્યનો હાથ ઝાલીને ફરીથી શયનગૃહમાં આવી, અને પલંગપર બેસી ફરીથી બંને સહચરીએ વાતો કરવા લાગી. પણ એટલામાં નીચે નજર કરતાં લાવણ્યે જોયું કે રાજકુમાર આવે છે! ધીમે રહીને રાજકુંવરીના કોમલ કપોલ-પ્રદેશપર એક થાપટ મારી હસતી હસતી લાવણ્યકુમારી ત્યાંથી ચાલી ગઇ.

રાજકુમારને શયનગૃહમાં આવેલો જોઇને સરોજસુંદરી પલંગ પરથી ઉઠીને ઉભી થઇ ગઇ, અને લજ્જાથી પોતાનું માથું નીચું નમાવી લીધું. રાજકુંવરીને કૌમુદીમહોત્સવના આજના પ્રથમ મિલનના પ્રસંગનો પુષ્પના આભૂષણોવાળો વેશ જોઇને રાજકુમાર બોલ્યો.

"આજે આ વેશ કેમ ?"

"કાં ? આ વેશ સારો નથી ?"

"બીજાને ગમે તેમ લાગે, પણ મને પોતાને તો આજનાં તમારાં આભૂષણો અત્યંત મનોહર જણાય છે."

"પેલી લુચ્ચી લાવણ્યે આ કમળની માળા મારા ગળામાં નાખી દીધેલી છે."

"લાવણ્યે તે બરોબર કર્યું છે. પ્રિયતમા ! તારા કોમળ અંગ ઉપર આ કમળની માળા ખરેખર અત્યંત સુંદર જણાય છે. જેવું તારૂં સૌંદર્ય છે તેવાંજ અનુસરતાં તારાં આ આભૂષણો તને પહેરાવવામાં તારી સહચરીએ રસિકતા અને ચતુરાઈ બતાવી છે."

"હું તો આપની દાસી છું. આપને જે ગમ્યું તે મારે મનથી આખા વિશ્વને ગમ્યું."

"પ્રિયે ! તું સૌંદર્યવાન સુશીલ અને ગુણવાન છે, તે તારાં આભૂષણો, અને તારી વાણી પરથી સ્પષ્ટ જણાય છે તારા જેવી સુંદર સુંદરીનું સ્વામી પદ પ્રાપ્ત કરવાને માટે મને અત્યંત આનંદ થાય છે !"

સરોજસુંદરી સ્વામીના સત્કારથી અત્યંત હર્ષ પામી, તે મનમાં વિચાર કરવા લાગી કે મારા સમાન સુખી આ વિશ્વમાં કોણ હશે ?

સ્વર્ગમાં પણ સૌભાગ્યવતી સ્ત્રીને માટે આથી વિશેષ સુખ બીજું શું હશે? બન્ને પલંગપર બેઠાં. ઉદયસિંહ પુછવા લાગ્યો, "સરોજ સાચું બોલ; તું આ આભૂષણો પસંદ કરે છે?"

સરોજ:—"ના."

ઉદયસિંહ:—'સાચું બોલે છે?"

સરોજ:—"આપ મારા પ્રભુ છો;—સ્વામી છો, આપની આગળ જુઠું કેમ બોલાય?"

ઉદયસિંહ:—"ઘરેણાં તને કદાપિ સારાં લાગતાં નથી?"

સરોજ:—હંમેશાં સારાં નથી લાગતાં એમ નથી પહેલાં દાગીના પહેરતી હતી પછી પણ પહેરીશ."

ઉદયસિંહ:—"ત્યારે હાલ કાં નથી પહેરતી?"

સરોજ:—"આ સમયે જેવી આપણી અવસ્થા છે તે અવસ્થા તરફ જોતાં સોનારૂપાના દાગીના અને હીરામોતીનાં આભૂષણો મારે પહેરવા એ યોગ્ય નથી,"

ચતુર ઉદયસિંહ સરોજસુંદરીના બોલવાનો મર્મ સમજી ગયો. સરોજસુંદરી રાજકન્યા છે. ઉદયસિંહ રાજકુમાર છે છતાં તે અત્યારે બીજાના અન્નથી પોતાનું પોષણ કરે છે. ઉદયસિંહને ચિતોડનું રાજ્ય સિંહાસન મળશે કે નહિં તેનો હજુ પણ નિર્ણય થયેલો નથી. આટલાજ માટે સરોજસુંદરીએ જણાવ્યું કે હાલ આભૂષણો પેહેરવાં એ યોગ્ય નથી. જ્યાં સુધી ઉદયસિંહ રાજ્યસિંહાસન નહિ મેળવી શકે ત્યાં સુધી સરોજસુંદરી આભૂષણો નહિ પહેરે એમ સરોજસુંદરીના બોલવાઉપરથી સમજાતું હતું આં વસ્તુસ્થિતિથી ઉદયસિંહનું હદય ખીન્ન થઇ ગયું.

ઉદયસિંહના પગ પકડીને સરોજસુંદરી બોલી, "નાથ! હું આપની દાસી બરોબર છું. મારો અપરાધ ક્ષમા કરો!"

ઉદયસિંહઃ—"રાજપૂત કન્યા છે. તેનો બોલવાનો ભાવાર્થ હું સમજી ગયો છું તારો વાંક શું છે કે હું તને ક્ષમા કરૂં?"

રાત્રિ બહુ વીતી ગઈ હતી. દંપતિ સુઇ ગયાં. સરોજસુંદરી તો જલદીથી નિંદ્રાવશ થઇ ગઇ પણ ઉદયસિંહની વિચારમાળાનો અંત આવ્યો નહિં. જ્યાં ચિંતા અને વિચાર, ત્યાં ઉંઘનો અભાવ, એ વિશ્વનો સ્વાભાવિક નિયમ છે. આખરે ઘણે લાંબે વખતે ઉદયસિંહ પર નિંદ્રાદેવી પ્રસન્ન થઇ.

પ્રાતઃકાળમાં ઉઠીને ઉદયસિંહે સરોજને કહ્યું, "હવે આપણે વધારે દિવસ રહેવું યોગ્ય નથી. લગ્ન પછી ગંગાસ્નાન અને તીર્થાટન કરવું એવો આપણામાં રિવાજ છે. અવસ્થા અનુસાર હું પણ તીર્થયાત્રા કરવાને ઇચ્છા રાખું છું. માટે અહીંથી જલદીથી મથુરા, પ્રયાગ, વિગેરે તીર્થો તરફ જલદીથી હું જઇશ."

એમ કહીને ઉદયસિંહ ચાલ્યો ગયો.

---

## (૮) અજીતાનંદ સ્વામી.

વાંચકોને હવે અરવલ્લીના પહાડી પ્રદેશ છોડીને મારી સાથે એકવાર ફરીથી ગુપ્તપુરીમાં આવવું પડશે.

જે ગુપ્તપુરીમાં ડાકુઓએ અરૂણાને લઈ જઇને રાખી હતી તે ગુપ્તપુરીમાં કાલિકામાતાનું એક નાનું પણ દમામદાર દેવળ હતું. અઘોર જંગલમાં જમીનના નીચાણના ભાગમાં જુનાં ખંડેરો વિગેરે

વપરાશ વગરનાં પડેલાં જોઇને ત્યાં આગળ તેઓએ પોતાનો પડાવ નાખ્યો હતો, અને તેનું નામ પોતે 'ગુપ્તપુરી' એવું રાખ્યું હતું. આગળના વખતમાં આ સ્થળ કોઇ આર્ય રાજાની રાજધાની હશે એમ માલુમ પડતું હતું. હાલ તો કાળના પ્રભાવે તે ડાકુઓની રાજધાની બની ગઈ છે.

આ ડાકુઓની નગરીમાં અજીતાનંદ સ્વામી જેવા માણુસ શી રીતે આવી ચડયા હશે તે ઘણાને આશ્ચર્યકારક લાગતું હશે. પણ આ કથા ઘણી લાંબી છે અને તે હાલ જાણવાની જરૂર નથી. અજીતાનંદ એક નિષ્ઠાવાન તાંત્રિક બ્રાહ્મણ હતા. તેઓ માતાના ઉપાસક હતા. માતાજીની કૃપાથી તેમને ઘણીક દૈવી શક્તિઓ પ્રાપ્ત થઈ હતી. તેઓ ગણુત્રિ કરીને જ્યોતિષ વિદ્યાનો અલૌકીક ચમત્કાર બતાવી શકતા હતા. તેઓ હમેશાં ન્યાય અને નીતિના પંથે ચાલનાર હતા. ડાકુઓના ભેગા રહીને તેઓ ડાકુ નહોતા બન્યા.

અજીતાનંદ સ્વામીએ જોયું કે ડાકુઓનો સરદાર જે ત્રણુ સ્ત્રિઓના સતીત્વનો ભંગ કરી તેમને ભ્રષ્ટ કરી હતી તે અપવિત્ર સ્ત્રિઓ માતાજીની પૂજાને માટે સામગ્રી વિગેરે તૈયાર કરતી હતી. આથી અજીતાનંદ સ્વામીને ઘણું કષ્ટ થતું હતું. આથી તેમણે સરદારને એક વખત કહ્યું કે માતાજીની એવી આજ્ઞા થઇ છે કે પૂજાની સર્વ સામગ્રી એક કુમારી પવિત્ર કન્યાએ તૈયાર કરવી તેમ નહિ થાય તો તમારો સર્વ નાશ થશે.

સરદાર તથા ડાકુઓને માતાજી તથા અજીતાનંદ સ્વામી પર અપાર શ્રદ્ધા હતી. તેટલાજ માટે તેઓએ એક કુમારી કન્યા માતાજીની સેવાને માટે ગુપ્તપુરીમાં લાવવાનું નક્કી કર્યું. અરૂણાનું હરણુ કરીને તેણીને આ સ્થળે શા માટે લાવવામાં આવી હતી તે

ચતુર વાંચકો સારી રીતે હવે સમજી ગયા હશે. અરૂણાને તેનું કાર્ય બતાવી દેવામાં આવ્યું. તે પ્રસન્ન ચિત્તથી માતાજીની સેવા કરવા લાગી. અહીં તેને સર્વ પ્રકારની સગવડો મળતી હતી અને સર્વ ડાકુઓ આ નાની બાળાને ઘણા પ્રેમથી ચહાતા હતા; એટલે ધીમે ધીમે અરૂણા પોતાની વૃદ્ધ માતાને ભુલી ગઇ અને આ ડાકુઓના નિવાસસ્થાનમાં આનંદથી પોતાનું કાર્ય કરવા લાગી.

---

## (૯) " કૃષ્ણલાલ. "

શરદઋતુનો સમય અને તેમાં પણ શુકલપક્ષની રાત્રિ, એટલે સૃષ્ટિસૌંદર્ય કેવું તે વાંચકોને વધારે લંબાણથી જણાવવાની સ્હેજપણ જરૂર રહેતી નથી. નિર્મળ ભુરા આકાશમાં ચંદ્ર પ્રકાશનાં કિરણો ચોમેર ફેલાવી સૃષ્ટિને શીતલતાનો સ્વાદ ચખાડી રહ્યો છે. જાણે પ્રકૃતિદેવી શાંત ચિત્તે હસી રહી હોય એવો ભાસ થાય છે.

આવી રળીયામણી રાત્રિના ત્રણ પ્રહર વીતી ગયા છે. બંગાળાના ઉપસાગરને મળતી એક વિશાળ નદીની અંદર દક્ષિણ દિશાએ એક નાવ નદીના જળમાં ચંદ્રના નિર્મળ પ્રકાશમાં સડસડાટ આગળ વધ્યું જાય છે. આ નાવને પાંચ મછવાવાળાઓ ચલાવતા હતા. ચાર માણસો આગળ બેસીને હલેસાં મારતા હતા જ્યારે પાંચમો માણસ પાછળ બેસી નાવનું સુકાન હાથમાં પકડી રાખી બેઠો હતો. નાવમાં એક સુંદર ગલીચો પાથરી તકીયો નાખી તેપર કૃષ્ણલાલ શાંત ચિત્તથી ઊંઘતો હતો. તે પુષ્કળ જરઝવેરાત તથા ધન લઇને ઘેર આવતો હતો.

મછવાવાળાઓ આપસ આપસમાં ગીતો ગાતા ગાતા રાત્રિ વીતાડતા હતા. એટલામાં તેમની આ શાંતિમાં એક બંદુકના બારથી અચાનક ખલલ પડી. આસપાસ નજર કરતાં જણાયું કે બે નાની નાની નાવો બંને બાજુથી કૃષ્ણુલાલની નાવ તરફ ઘણા વેગથી આવી રહી હતી. બંને હોડીઓમાં બાર બાર મનુષ્ય હતા બંદુકનો બાર થતાંજ કૃષ્ણુલાલ જાગી ઉઠ્યો. કૃષ્ણુલાલ બલવાન તેજસ્વી અને યુદ્ધનિપુણ એક વીર યુવક હતો. પોતે નાવમાં પુષ્કળ ધન લઇને જતો હતો એટલે વાટમાં કદાચ ડાકુઓનો ભેટો થાય એવો સંભવ હોવાથી બંદુકનો એકજ બાર થતાની સાથે તે જાગી ઉઠયો. નાવના માછીમારો સુકાની વિગેરે સર્વ બંદુકના બારથી ઘણા ગભરાઇ ગયા કૃષ્ણુલાલે જોયું કે ડાકુઓ નાવ પર ચઢીને પોતાનું ધન લુંટવાને આવી રહયા છે. તેની પાસે પડેલી તરવાર લઇને તે એકદમ બહાર નીકળી આવ્યો. માછીઓ ભયથી થરથર કંપવા લાગ્યા. એટલામાં ડાકુઓમાંના એકે લાંબો વાંસ લઇને નાવની કોરપર જોરથી ઠોકયો. આથી નાવ ઝોલ્લાં ખાવા લાગ્યું. સપાટાબંધ નાવને પકડીને ડાકુઓ એકદમ નાવ ઉપર ચડી ગયા. કૃષ્ણુલાલ સમશેર ફેરવી ચારે બાજુથી ઘણી વીરતાથી ડાકુઓનો નાશ કરવા લાગ્યો. પણ ડાકુઓની સંખ્યા વિશેષ હોવાથી આખરે કૃષ્ણુલાલ ફાવી શકયો નહિ. તો પણ તેણે પુષ્કળ ડાકુઓને પોતાની તરવારના જોરે નદીમાં પધરાવી દીધા. કૃષ્ણુલાલની અસામાન્ય વીરતાથી ડાકુઓ છક્ક થઇ ગયા. કૃષ્ણુલાલની સામા ડાકુઓને બરાબર ફાવતું નહિ હોવાથી તેમણે નાવમાંના પાંચે માછીમારોને નદીના પાણીમાં નાખી દીધા!

એટલામા ડાકુઓની બીજી બે હોડીઓ ત્યાં આવી ચડી. કૃષ્ણુ-

લાલને બચવાનો હવે એક પણ ઉપાય રહ્યો નહિ. પોતાના જીવનની, ધનની, અને પોતાની પ્રાણુ સમાન માતા તથા પુત્રીને મળવાની તેની આશાનો અંત આવ્યો હોય તેમ તેને લાગ્યું. તેણે બની શકતા પ્રયત્ને પોતાની મિલ્કતની રક્ષા કરી પણુ ડાકુઓના અસામાન્ય દળ આગળ તેનું કાંઈ પણુ ચાલ્યું નહિ. ડાકુઓએ તેને કેદ કરી લીધો. ત્યારબાદ ડાકુઓએ નાવમાંનું સર્વ ધન લુટીને તે પોતાની હોડીઓમાં ભરી દીધુ. પછી કૃષ્ણુલાલને પોતાની હોડીમાં લઇ લઇને પેલા નાવને વાંકુ વાળીને ડુબાડી દીધું. કૃષ્ણુલાલને લઇને તેઓ પોતાને સ્થાને ગયા.

આ ડાકુઓનું નિવાસ સ્થાન કયું તે અમારા ચતુર વાંચકો સારી રીતે હવે સમજી ગયા હશે. ગુપ્તપુરીમાં થોડાક દિવસ કૃષ્ણુલાલને કેદ રાખવામાં આવ્યો. પણુ ડાકુઓનો સરદાર કૃષ્ણુલાલની અસામાન્ય શક્તિથી ઘણો આશ્ચર્ય પામ્યો હતો, એટલે તેણે તેને પોતાનો સાથીદાર બનાવવાનો સંકલ્પ કર્યો. આખરે કૃષ્ણુલાલ આ ડાકુઓની ટોળીમાં ભળી ગયો અને તે સરદારનો ખાસ વિશ્વાસપાત્ર થઈ પડયો. આ શાહુકારોના ધામમાં તે 'વીર માણેક'ના નામથી ઓળખાતો હતો. ગુપ્તપુરીમાં વીરમાણેક તથા અજ્ઞાનંદ સ્વામી વચ્ચે ધીમે ધીમે ધાડી મિત્રતા બંધાઇ ગઈ.



# (૧૦) પાપનું પ્રાયશ્ચિત.

કૃષ્ણુલાલે પોતાની કાર્યદક્ષતાથી ડાકુઓની ગુપ્તપુરીમાં માન પ્રતિષ્ટા વિગેરે મેળવ્યું હતું. તેના પર સરદારનો પુરેપુરો વિશ્વાસ હોવાથી ખજાનાની કુંચીઓ પણ તેણે કૃષ્ણુલાલને સોંપી દીધી હતી. અવસર મળતાં કૃષ્ણુલાલ ધન લઇને ત્યાંથી નીકળી જઇ સારાં કાર્યોમાં તે ખર્ચતો અને પાછો આવીને ગુપ્તપુરીમાં રહેતો. હજુ સુધી કૃષ્ણુલાલ જાણતો નહોતો કે જે અરૂણાને ગુપ્તપુરીમાં આણ્વામાં આવી હતી તે અરૂણા પોતાની પુત્રી જ હતી.

અરૂણા હમેશાં અજીતાનંદ સ્વામીની પાસે રહેતી હતી. તે મહાકાળી માતાની દરરોજ સેવા કરતી હતી. માતાજીની પૂજાને માટે ફુલ ચુંટી તેનો હાર બનાવતી હતી, અને પૂજાને લગતાં સર્વ સાહિત્યો તૈયાર કરતી હતી. તે પોતાનો રમતીયાળ સ્વભાવ આ ગુપ્તપુરીમાં સાધારણુ રીતે ભુલી ગઇ હતી. પોતાનો ફુરસદનો વખત તે અજીતાનંદ સ્વામીની પાસેથી કથા વાર્તાઓ સાંભળવામાં ગાળતી હતી. સ્વામીશ્રી અરૂણાને પોતાની પુત્રીના માફક ચ્હાતા હતા. ઘણીવાર સ્વામીશ્રી પુસ્તકો વાંચ્યા કરતા હતા અને અરૂણા તેમના ખોળામાં માથું મુકીને નિરાંતે ઘસઘસાટ ઉંઘી જતી હતી.

આવી રીતે દિવસ પછી દિવસ અને મહિના પછી મહિના વીતવા લાગ્યા. અરૂણાએ બાલ્યાવસ્થામાંથી હવે યુવાવસ્થામાં પ્રવેશ કરવા માંડયો હતો.

આ બાજુ કૃષ્ણુલાલ ડાકુઓના સૈન્યને યુદ્ધની તાલીમ આપતો હતો. તેના હાથ તળે ૮૦૦ ડાકુઓ યુદ્ધવિદ્યાની કેળવણી લેતા હતા. અરૂણાને પણ યુદ્ધકળા શીખવાનું બહુ મન હોવાથી કૃષ્ણુલાલ

અરૂણાને જુદા જુદા પ્રકારનાં અસ્ત્રશસ્ત્રો શી રીતે વાપરવાં તે શીખવાડતો હતો. હતો. ધીમે ધીમે અરૂણા યુદ્ધવિદ્યામાં એટલી બધી પ્રવીણ થઇ ગઈ કે તેણીના જેવું નિશાન તાકતાં ભાગ્યેજ બીજા કોઇને આવડતું હશે. બાલક અરૂણા પોતાના કેશ છુટા મૂકીને પોતાની નાનકડી તરવાર હવામાં જ્યારે ચારે બાજુ ઘુમાવીને અટાપટા ખેલતી ત્યારે જાણે સાક્ષાત્ મહિષાસુરમર્દિની પોતાના અરિદળનો સંહાર કરવાને તત્પર થઇ હોય એમ લાગતું હતું. શિકાર કરવામાં અરૂણાના જેવી ચાલાકી, મનની એકાગ્રતા, અને સ્ફૂર્તિ ભાગ્યેજ આટલા બધા ડાકુઓમાંથી કોઇક બતાવી શકતું.

એક દિવસે સાંજના સમયે માતાજીની આરતી તથા પૂજન વિગેરે કર્યા બાદ મંદિરની બહાર ઓસરી ઉપર વ્યાઘ્ર ચર્મ પાથરી અજીતાનંદ સ્વામી બેઠા હતા. મંદિરના દ્વાર ઉઘાડાં હતાં એટલામાં કૃષ્ણલાલ ત્યાં આવી પહોંચ્યા. અજીતાનંદ સ્વામી તથા કૃષ્ણલાલ માતાજીની શક્તિ સંબંધી વાતો કરવા લાગ્યા. એટલામાં એક માણસ ત્યાં આવ્યો, તે ઘણો ગભરાયલો હોય એમ લાગતું હતું. સ્વામીએ તેને પૂછ્યું, " કેમ ? શું છે ? "

આવનારનું નામ રઘુરામ હતું તે બોલ્યો, "શું કહું સ્વામીશ્રી સરદાર હવે બચે એમ લાગતું નથી. કોઇએ તેમને ઝેર આપેલું છે. આપ જલદીથી ત્યાં ચાલો !

કૃષ્ણલાલને લઇને સ્વામીશ્રી સરદારના ઓરડામાં ગયા. સરદાર બીછાનાપર તરફડતો પડયો હતો. સ્પષ્ટ જણાતું હતું કે તેને ઝેર આપવામાં આવ્યું હતું. સ્વામીશ્રી અને કૃષ્ણલાલ બન્નેને ત્યાં આવેલા જોઇને તે બોલ્યો, "સ્વામીશ્રી ! પ્રણામ ! હવે હું જાઉં છું જે નિરપરાધી

નિર્દોષ બાળાઓને મેં તેમનો સર્વનાશ કરી અહીં આણી હતી, તે ઓઓએ મારા પર વેર લીધું છે. તેઓએ મને વિષ આપ્યું છે. હવે બચવાની બારી રહી નથી, પણ તેમાં હું તેઓનો વધારે વાંક કાઢી શકતો નથી. મેં પાપ કર્યું છે. તેનું પ્રાયશ્ચિત મારે આવી રીતે કરવું પડયું છે! કૃષ્ણલાલ! આ ડાકુઓના મંડળમાં તમારા જેવો ઉદાર અને ચાલાક વીર બીજો કોઇ પણ નથી. અહીં નો સર્વ ખજાનો તથા સર્વ માણસો તમારા હાથમાં સોંપું છું. સર્વને તમે પાળજો. હવે હું જાઉં છું. જય માતા કાલિકા! જય જગદંબા!

સરદારની જીભ ટુંકી થતી ગઇ. પોતાનાં કામોનો હિસાબ આપવા તે પ્રભુના ધામમાં પહોંચી ગયો.

---

## (૧૧) તીર્થાટન પરિચય.

કૃષ્ણલાલ હવે અપાર સંપત્તિનો માલિક બન્યો છે. ૮૦૦ કેળવાયલા ડાકુઓ તેની આજ્ઞા ઉઠાવવાને તૈયાર છે. કૃષ્ણલાલને આ અથાગ સંપત્તિ મળી તેથી તેને આનંદ થયો નહિં. તે જાણતો હતો કે સેંકડો નિર્દોષ સ્ત્રી પુરૂષોનું રક્ત વહેવડાવીને આ ધન એકઠું કરવામાં આવ્યું છે. આ દોલત લોહીના ડાઘાથી ખરડાયલી છે! તેણે નિશ્ચય કર્યો કે આ દ્રવ્યમાંથી મારે એક પાઇ પણ ખર્ચવી હરામ બરોબર છે. કર્મ સંજોગે આ ડાકુઓના દળમાં સપડાઇ ગયો હતો. ઇશ્વરે તેમાંથી છુટકારો કરી આપવાની કૃપા કરી છે. તેનો લાભ ન લઉં તો મારા જેવો મૂર્ખ કોઇ નહિ. હવે આ ધનને ગરિબ ગબાંઓને સહાય કરવામાં ખર્ચવું એજ યોગ્ય છે. તે માટે

જુદાં જુદા તીર્થોમા ફરીશ. જે અનાથ અને નિરાધાર મળી આવશે તેમને આ દ્રવ્ય વડે સહાયતા કરીશ.

તેણે અજ્ઞાતાનંદ સ્વામીને પોતાનો નિશ્ચય જણાવ્યો. અજ્ઞાતાનંદ સ્વામી અત્યંત પ્રસન્ન થયા. હવે અરૂણાનો પરિચય કૃષ્ણલાલને કરાવી દેવાનો સમય નજીક આવ્યો છે એમ સ્વામીશ્રીને લાગ્યુ. તેઓએ અરૂણાને બોલાવી. પછી કૃષ્ણલાલના હાથમા અરૂણાનો હાથ મૂકીને કહ્યું, " કૃષ્ણલાલ ! આ બાલિકા તે આપનીજ પુત્રી અરૂણા છે. આપ ઘણો લાંબો વખત થયા તેને મળ્યા નથી તેથી તેને ઓળખતા નથી, પણ અરૂણાએ અહીં આવી પોતાને શી રીતે ઉપાડી લાવવામાં આવી તે સર્વ વાત મને કહેનાજ હું સમજી ગયો હતો કે તે આપની પુત્રી છે. આજે આપની પુત્રી આપના કબજામા સોંપુ છું.

અરૂણા જેવી સુકોમળ સુશીલ અને વીર કન્યા પોતાનીજ પુત્રી થાય છે તે જાણી કૃષ્ણલાલને અથાગ આનંદ થયો. કૃષ્ણલાલ જેવા વીર અને બળવાન પુરૂષ પોતાનો પિતા થાય છે એ જાણીને અરૂણાના આનંદની પણ સીમા રહી નહિ. બન્ને પિતા પુત્રી એકબીજાના પ્રેમથી ભેટયા. બન્નેના આંસુ એકબીજા સાથે મળ્યા.

થોડાક દિવસ રહીને કૃષ્ણલાલે આ ગુપ્તપુરીનો ત્યાગ કર્યો. ત્યાંનો સર્વ ભાર પોતાના પાછા ફરતા સુધી અજ્ઞાનાનંદ સ્વામીને સોંપીને અરૂણા સાથે તીર્થાટન કરવાને નીકળી પડ્યો. પહેલા તે જગન્નાથપુરી ગયો, અને ત્યાંથી ગયા, કાશી, પુષ્કરજી, વૃન્દાવન, મથુરા વિગેરે અનેક યાત્રાના ધામોમાં જઈ આવ્યા બાદ આખરે પ્રયાગમાં આવ્યો, અને ત્યાં એક નાનું મકાન ખરીદ કરીને અરૂણા સાથે રહેવા લાગ્યો. શુકલપક્ષના ચંદ્રસમાન અરૂણાની કાન્તિ દિવસે દિવસે વધતી જાતી હતી.

## (૧૨) અરૂણાનો આત્મ પરિચય!

"આશનાં ભવન આકાશ સુધી રચ્યાં,
મુરખ! ત્યાં મૂળ છે ભીંત કાચી—"

(નરસિંહ મહેતો.)

કૃષ્ણલાલ પ્રયાગરાજમાં મકાન રાખીને અરૂણા સાથે ત્યાંજ રહેવા લાગ્યો. તે વારંવાર ગુપ્તપુરીમાં જઇને અજ્ઞાનંદ સ્વામીની તથા બીજા ડાકુઓની મુલાકાત લઇ આવતો હતો. કૃષ્ણલાલ પોતાના ગુજરાનને માટે કોઈ સારી જેવી નોકરીની શોધમા હતો પણ કોઇ સારી નોકરી હજુ સુધી મળી શકી નહોતી. વળી તે અરૂણાને એકલી છોડીને બીજે કોઇ ઠેકાણે જઈ શકતો પણ નહોતો. અરૂણાની કૃષ્ણલાલ ને એક મહાન ચિંતા આવી પડી હતી.

તે ચિંતા શી હતી? અગાઉ જણાવવામાં આવ્યું છે કે અરૂણા હવે બાળક મટીને યુવતિ બની છે. લગનને યોગ્ય તેની ઉમ્મર થઈ છે. પણ તેણીનાં લગ્ન કરવા કયાં, એ મોટી ઉપાધિ હતી. રૂપ, વિદ્યા, અને વીરતામા અરૂણાની બરોબરી કોઇ કરી શકે તેમ નહોતું. અરૂણાનાં લગ્ન માટે ધન જોઇએ તેનો ખોટ નહોતી. પણ તેણીની સાથે લગ્ન કરે કોણ? આખર કરે, પણ તે વેસ્યા કન્યા તો ખરીજને? અરૂણા કોણ હતી તેનો પરિચય અમે અગાઉ પ્રકરણ ત્રીજામાં વાંચકોને કરાવી ગયા છિએ. આવી સ્થિતિમાં અરૂણાના લગ્ન કોની સાથે કરવાં તેનો મોટો વિચાર કૃષ્ણલાલને થયો હતો. કદાપિ અસત્ય બોલી આ અજાણ્યા મુલકમાં પોતાની વાત છુપાવી કૃષ્ણલાલ દ્રવ્યની મદદથી અરૂણાનાં લગ્ન કરી શકે, પણ તેમ કરવું તેને યોગ્ય લાગ્યું

નહિ અને ખરી વાતની જાણ થતાં કોઇ પરણવાને રાજી પણ થતું નહિ. લગ્ન વિના અરૂણા જેવી સૌંદર્યવાન પુત્રીની શી સ્થિતિ થશે તે વિચાર કૃષ્ણલાલને બહુ સતાવતો હતો. શું આ કોમળ પુષ્પ એમને એમ કરમાઇ જવાને જન્મ્યું હતું ? દિવસે દિવસે અરૂણાની રૂપરાશીમાં પુષ્કળ વધારો થયા કરતો હતો. પણ એ રૂપનો ગ્રાહક કોઇ નહોતો ! એ યોવન ઉપવનમાં વિહાર કરવાને હજુ સુધી કોઇ તૈયાર નહોતું ! "દીકરી સાપનો ભારો છે" એવી આપણામાં જે કહેવત છે તે કાંઇ ખોટી નથી અરૂણાની ચિંતાએ કૃષ્ણલાલને અન્ન પણ અરૂચીકર થઇ પડતું હતું.

અરૂણાને પોતે કોણ છે તેનું ભાન નહોતું. વૃદ્ધાએ બાળક અરૂણાને જણાવ્યું નહોતું કે તે કેવા કુળની છે. ડાકુઓના ધામમાં તે જણાવનાર કોઇપણ નહોતું. કૃષ્ણલાલે હજુ અરૂણા બાળક છે એમ જાણી તેણીને હજુ તેણીની સ્થિતિનું ભાન કરાવ્યું નહોતું. આ કારણને લીધે અરૂણા દરરોજ વિચાર કરતી કે હજુ સુધી શા માટે મારા પિતા મારાં લગ્ન કરતાં નથી ?

આજે અરૂણા પોતાના દિવાનખાનામાં હાથમાં સીતાર લઇને ઉભી છે. વસંત રૂતુના દિવસો, અને સાયંકાળનો સમય હોવાથી પવનની મીઠી લ્હેરકીઓ અરૂણાના કેશકલાપ તથા વસ્ત્રો સાથે અડપલાં કરતો હતો. ચારે બાજુએ વૃક્ષો પર નવા પાનાં આવી રહ્યાં હતાં. રૂતુરાજ વસંતની પૂર્ણ કૃપાથી સર્વ સ્થળે આનંદ આનંદ છવાઇ રહયો હતો. અરૂણાનું હૃદય રસિક હતું. તે ગાવા લાગી.

" આવ્યા વસંતરાજ આંગણે અમારે !
આંગણું તો મ્હેક મ્હેક થઇ રહ્યું રે !

માર' આંગણું તો મ્હેક મ્હેક થઇ રહ્યું રે!
આવ્યા વસંતરાજ આંગણે અમારે !
ફુલમાં ફુલ ગુલાબનું આપે સુવાસ અનંત,
તેવી સહુ ઋતુઓ મહીં, મનહર મધુર વસંત,
રંગીલાં ઝાડપાન રંગભેર ડોલતા,
નાનકડા છોડ ખુબી ખોલતારે !
પેલા નાનકડા છોડ ખુબી ખોલતારે!
રંગીલા ઝાડપાન રંગભેર ડોલતાં...આવ્યા૦
વસંત વિષે રસ ભોગીલા, મદનરાજ મહારાજ,
રસઘેલી રતિઓ તણાં યૌવન રથના સ્વાર,
ખુબી ભર્યા નવિન ખેલ લાલ ખેલતા,
અનંગ સંગ રંગ રતિ રેલતા રે!
એ અનંગ સંગ રંગ રતિ રેલતારે!
ખુબી ભર્યા નવિન ખેલ લાલ ખેલતા......આવ્યા૦
ખીલી આમ્રની મંજરી, ખીલ્યાં ધુમ અપાર,
લાલ હોળી ખેલતાં, વસંત વિષે નરનાર!
રંગે પીચકારી ભરી રંગ લોક છાંટતા,
યુવતીઓનાં વસ્ત્રો ભીંજાવતારે !......
વળી યુવતીઓનાં વસ્ત્રો ભીંજવતા રે!
રંગે પીચકારી ભરી રંગ લોક છાંટતા......આવ્યા૦
કામિનિ કંથ હસે રમે, કરે પૂજન રસરાજ,
એવી લીલા શ્રી વસંતની, ધન્ય! ધન્ય! ઋતુરાજ!!
એવા એવા અનંત ખેલ છે વસંતના,
કુદરત દેવી વસંતમાં વસી રે!......

જાણે કુદરત દેવી વસંતમાં વસીરે !
એવા એવા અનંત ખેલ છે વસંતના !
આવ્યા વસંતરાજ આંગણે અમારે !
આંગણું તો મ્હેક મ્હેક થઇ રહ્યું રે !
મારૂં આગણું તો મ્હેક મ્હેક થઇ રહ્યું રે !
આવ્યા વસંતરાજ આંગણે અમારે ! ”

ગાન બંધ થયું, પ્રકૃતિદેવીના મધુર સૌંદર્ય તરફ અરૂણા એક ચિત્તે જોઈ રહી. સીતારના તાર ફરીથી સંભળાવા લાગ્યા. અરૂણા ફરીથી ગાવા લાગી.

“ શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો—શું૦
કોયલ મધુર મોરલી બની, છેડે નટવર કાંન;
વિરહ ઘેલી ગોપી તણું, તજી નીકળી અભિમાન૦—
રસિયા વિનાની બની બાળાઓ બ્હાવરી,
વેણુ વસંત ચિત્ત વીંધી ગયો—શું૦
શીતળ સુખકર પવનની લ્હેર ઘુમે ચોપાસ;
જાણું રાધા કૃષ્ણજી રાસ રમે છે ખાસ—
વિવિધ પંખીના વેણુ ઘુઘરી ઘમકેરે,
મહિ મહિ મેનાના નાદ ઝાંઝર ઝમકેરે;
નવપલ્લવ વાઘો ધરી પચરંગી શીર પાઘ,
ફાગલાગ સાધી રમે મદનરાજ મહાભાગ—શું૦
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં,
પ્રીતિ ગુલાબ લાલ છાઈ રહ્યો—

શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો !
નાચી રહ્યો જગ નચાવી રહ્યો,
શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો !"

**(અશ્રુમતી)**

અરૂણાનું હૃદય ઉન્મત્ત બન્યું, સંગીતના સુરમાં તે દેહનું ભાન ભુલી, તેના હૃદયમાં અવનવા તરંગો તનમનાટ મચાવવા લાગ્યા.

'રસિયા વિનાની બની બાળાઓ બ્હાવરી"

એ સુર તેના મગજમાં વારંવાર ઘુમવા લાગ્યો, અરૂણા વિહ્વલ બની ગઇ! અચાનક તેણીના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડયા.

"રસિયા વિનાની બની બાળાઓ બ્હાવરી !" ખરેખર શું મારી પણ એવીજ સ્થિતિ નથી ? આ યૌવન રૂપી ખીલેલું કુસુમ શું ઉપભોગના આસ્વાદન વિનાજ કરમાઇ જવાનું ? જંગલનું ગુલાબ જંગલમાંજ ખીલીને કોઇની પણ નજરે પડયા વિના જંગલમાંજ કરમાઇ જશે ? શા માટે પિતાજી મારા લગ્ન હજુ સુધી કરતા નથી ?"

બહાર બારણા આગળ ખડખડાટ થયો. 'મારૂં બોલવું કોઇએ સાંભળ્યું તો નહિ હોય ?' એમ વિચાર કરતી અરૂણાએ ચમકીને પાછું જોયું, ત્યાં કૃષ્ણલાલ ઉભો હતો ! નિરાશા અને ગ્લાનિથી તેનું મુખ છવાઇ ગયું હતું ! પોતાના પિતાની સમક્ષ અજાણપણે પોતાના મનનો મર્મ જણાઇ જવાથી અરૂણાના ગાલપર શરમના શેરડા પડયા તેનું વદન લાલચોળ બની ગયું. શરમ અને લજ્જાથી તે માથું નીચું કરીને ઉભી રહી.

કૃષ્ણલાલ બોલ્યો, "અરૂણા !" હવે તું યોગ્ય ઉમ્મરની થઇ છે. મારે આજ તને એક વાત કહેવી છે. વિવાહ કરવા યોગ્ય તારી ઉમ્મર થઈ ગઇ છે. પુત્રી ! તારા લગ્નને માટે મેં અનેક ગોઠવણો કરી, પણ હું કશામાં સફળ નથી થયો કમનસીબે હવે પછી સફળતા

મળે એવો સંભવ પણ ઘણો ઓછો છે. આમ થવાનું કારણ આજે હું તને કહીશ. અરૂણા! તને માલમ નથી, પણ તારી માતા,—અને મારી પત્ની એક વારાંગના—વેશ્યા—ની પુત્રી હતી. હું પણ એવીજ રીતનો છું મને પણ રાજપૂત કુલકલંક સમજી લેજે! પુત્રી! મારી માતા એટલી તારી મોટી મા કુલત્યાગીની હતી. તેણીએ કુમારી અવસ્થામાં મને જન્મ આપ્યો હતો બેટા! માતાના દોષનું વર્ણન કરવું એ મહા પાપ છે, અને તેનું પ્રાયશ્ચિત મૃત્યુ છે. આ સંસારથી હું કાયર થઈ ગયો છું—મારા મૃત્યુનીજ ઇચ્છા છે પુત્રી! તને ખરી વાત કહેવાનું કારણે એજ છે!"

આટલું બોલી આંસુ ભરેલી આંખે કૃષ્ણલાલ અરૂણાના હૃદયમાં ભયંકર તોફાન મચાવીને ચાલતો થયો! અરૂણાનું સુંદર મુખ ફીકું પડી ગયું, તેણીને તમ્મર આવવા લાગી આખું વિશ્વ ચક્કર ચક્કર ફરતું હોય એમતેને લાગ્યું. અરૂણા બેભાન બનીને ધરણીપર ઢળી પડી!



## (૧૩) "સ્વપ્ન"

કૃષ્ણલાલના મકાનની પશ્ચિમ દિશામાં એક તળાવ હતું. એ તળાવની ડાબી બાજુએ એક ઘણું સુંદર મકાન હતું. આ સુંદર મકાનમાં ઉદયસિંહ પોતાની પત્ની સરોજકુમારી સાથે રહેતો હતો. લાવણ્યકુમારી પણ સાથે આવી હતી. થોડા ઘણા નોકર ચાકરો પણ સાથે આવ્યા હતા.

મધરાતનો વખત થવા આવ્યો છે. ઉદયસીંહ એકલો બેઠો હતો. તે વખતે ચિતોડનો એક ચંદાવત સરદાર ત્યાં આવ્યો. રાજકુમારે તેનો આદરસત્કાર કરીને તેના ત્યાં આવવાનું કારણ પૂછ્યું.

સરદાર બોલ્યો, "પ્રધાન, સેનાપતિ, અને રાજમંત્રીએ આપ નામદારની પાસે મને એક અગત્યનો સંદેશો લઇને મોકલ્યો છે"

"તે સંદેશો ખુશીથી જણાવો."

રાજકુમારને યાદ હશે કે આપના જ્યારે કમલમીરમાં લગ્ન થયા તે પ્રસંગે મેવાડના સર્વ રાજા અને પ્રધાન સરદારો ત્યાં આવ્યા હતા. પણ અભિમાની માહોલી અને માલોજી એ બે સરદારો તે ઉત્સવમાં નહોતા આવ્યા. આ વખતે પણ એ દુષ્ટો વનવીરને શરણે ગયા છે. પાપાત્મા વનવીર તેમનો પક્ષ કરીને યુદ્ધની તૈયારી કરવાને તત્પર થઈ ગયો છે."

" આ સ્થિતિમાં મારે શું કામ કરવાનું છે ? "

" મુખ્ય મંત્રીજીએ આપ નામદારને એવી વિનંતી કરવાનું મને ફરમાન કર્યું છે કે ચિતોડનું અર્ધું સૈન્ય હજુ વનવીરના પક્ષમાં છે. બાકીનું અર્ધું સૈન્ય આપણા પક્ષમાં લઇને અમે બધા વનવીરની સામે થવાને તૈયાર છિએ. "

" ત્યારે હું પણ ચિતોડ આવીને આપની સાથે સામેલ થવામાં મારૂં પરમ કર્તવ્ય સમજું છું."

" ના, નામદાર ! હાલ આપને ચિતોડ પધારવાની સર્વ લોકોએ ના પાડી છે. એનું કારણ એ છે કે ધૂર્ત વનવીર જબરો કાવત્રાંબાજ છે. હાલ આપની ત્યાં આવવાની જરૂર નથી. જરૂર પડશે એટલે આપને ત્યાં બોલાવીશું. "

" ત્યારે હું તેમ કરવાને પણ તૈયાર છું."

સરદાર એટલું કરીને ત્યાંથી ચાલતો થયો. ઉદયસિંહ ભોજનાલયમાં જઈ ભોજન કર્યા બાદ શયનગૃહમાં ગયો. ત્યાં સરોજે ઉદય

સિંહને પૂછ્યું, "ચિતોડના મુખ્ય સેનાપતીઓ અને સરદારો આપને રાજા બનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે, એ ઘણા આનંદની વાત છે."

"તને આ વાત કોણે કરી ?"

"મને તો બધું માલમ પડે છે!"

"શું તું સર્વ વ્યાપક છે?"

"મારા સ્વામીનું અને મારૂં હૃદય એકાકાર છે. જે વાત મારા સ્વામીનું હૃદય જાણે તે વાત સ્વામિનીના હૃદયમાં કેમ ન હોય ?"

સરોજકુમારીના સુંદર અધર પ્રદેશના પર પ્રેમાવેશથી ચુંબન કરીને ઉદયસિંહે સરોજસુંદરીને વિશેષ બોલતી બંધ કરી દીધી.

આમોદ પ્રમોદમાં કેટલોક સમય વીતાડયા બાદ દંપતી નિદ્રાવશ થયાં. નિદ્રાવસ્થામાં ઉદયસહિંને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં ઉદયસિંહે જોયું કે તે એકલો એક અપરિચિત સ્થાનમાં થઇને જઈ રહ્યો છે. ચારે બાજુ ચંદ્ર દેવતાએ રૂપેરી ચાદર જાણે બીછાવી દીધી છે. આકાશ તદન નિર્મળ અને શાંત છે. માર્ગની બન્ને બાજુએ વિશાળ વૃક્ષો મંદમંદ પવનથી આમતેમ હાલી રહ્યાં છે. સર્વ સ્થળે સંપૂર્ણ શાંતિ ફેલાઇ રહી છે, એટલામાં દૂરથી ઉદયસિંહે એક અનુપમ લાવણ્યમયી સુંદરી દીઠી, ચંદ્રની ધવલપ્રભામાં સુંદરીનું સૌંદર્ય અજબ ચમકારો કરી રહ્યું હતું. ઉદયસિંહ એકાગ્રચિત્તથી એકીટશે તે સુંદરીનું કમળ જેવું કોમળ વદનકમળ અતિ આનંદથી નીરખવા લાગ્યો. એક મૃત્યુ લોકની લલનામાં આટલું અપ્રતિમ સૌંદર્ય ઉદયસિંહે કદિ જોયું નહોતું. આ તે ઇંદ્રના ઘરની અપ્સરા હશે કે રાત્રિના શાંત સમયે વનદેવી આ નિર્જન સ્થાનમાં વિહાર કરવા નીકળ્યા હશે તેનો ઉદયસિંહને વિચાર થઇ પડ્યો.

એટલામાં તે સુંદરીએ હાથની ઇશારતથી ઉદયસિંહને કાંઇ કહ્યું પણ ઉદયસિંહ તે સુંદરી કહે છે તે કાંઇ સમજી શક્યો નહિ. ઉદયસિંહ એ સુંદરીને સંબોધીને કાંઇ પૂછવા જતો હતો એટલામાં ત્યાં એક વિચિત્ર ચમત્કાર બન્યો. આકાશ અચાનક કાળાં વાદળાંથી ઘેરાઈ ગયું. ચારે બાજુ ઘોર અંધકાર છવાઈ ગયો. ચંદ્રની ઠંડી અને મીઠી ચાંદની કોણ જાણે ક્યાંય અલોપ થઈ ગઇ. આકાશમાં કડાકાને ધડાકા સાથે વીજળીના ચમકારા થવા લાગ્યા. ઉદયસિંહ ભયભીત દૃષ્ટીથી પોતાની સામે જોવા લાગ્યો. પેલી સુંદર સ્ત્રી આકાશમાં ધીમે ધીમે જતી રહેતી હોય એમ લાગતું હતું તેણીના મુખપર વિષાદ અને હાસ્યની મિશ્રિત છાયા દેખાતી હતી. અનિમિષ નયને ઉદયસિંહના સામું જોતી જોતી તે સુંદરી આકાશના ઉંડાણમાં અદૃશ્ય થઇ ગઇ, ઉદયસિંહ બેબાકળો બની 'દેવી! સુંદરી!' એમ બોલી ઉઠયો.

આંખો ચોળીને ઉદયસિંહે આસપાસ નજર કરી તો જણાયું કે પ્રભાત થઈ ચુક્યું હતું, પક્ષીઓનો મીઠો કલરવ કર્ણને આનંદ આપી રહ્યો હતો, "આ સ્વપ્ન શું મારા જીવનમાં કાંઇ અગત્યનો ભાગ ભજવનાર હશે?" આવો પોતાના મન સાથે વિચાર કરતો કરતો ઉદયસિંહ ઉઠયો અને પ્રાતઃક્રિયાનું કાર્ય આટોપવા તૈયાર થયો.



## (૧૪) "સરોવરને તીરે."

કૃષ્ણલાલના ઘરની ડાબી બાજુએ એક સુંદર તળાવ હતું. એવું ગયા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે. તળાવની જુદી જુદી બાજુએ કુમળી હરીઆળી ઘાસ પથરાઇ ગઇ હતી, અને કોઈ કોઈ ઠેકાણે વૃક્ષો હતાં. સરોવરના સ્ફાટિક જેવા સ્વચ્છ અને અમૃતસર મીઠા જળને લીધે, અને આજુબાજુ કુદરતના મનોહર સૌંદર્યને લીધે આ સ્થળ અત્યંત રમણીય બની રહ્યું હતું.

સાયંકાળનો સમય થયો છે, પક્ષીઓ કલરવ કરતાં સરોવરને તીરે આવેલાં વૃક્ષોમાં પોતાના નિવાસ સ્થાન તરફ જઇ પહોંચ્યા છે, સૂર્ય પશ્ચિમ દિશામાં અસ્ત થઇ ગયો છે, અને ચંદ્ર પોતાનો અધિકાર પૃથ્વીદેવી ઉપર હવે જલદીથી ચલાવવાની તૈયારીમાં હતો. કોઇ કોઇ ઠેકાણે વૃક્ષની ધાડી ઘટામાં છુપાઇને કોયલડી મધુર સ્વરે આલાપ કરી રહી છે. મંદ મંદ પવનની લહેરો વૃક્ષનાં પાંદડાંને આછાં આછાં હલાવી મનને આનંદ આપે તેવો સુસવાટાભરેલો અવાજ કરી રહી છે, અને પવનની લહેરોથી સરોવરનાં નિર્મળ જળમાં ધીમી ધીમી લહેરીઓ આવી રહી છે.

સરોવરના એક ભાગમાં સ્વચ્છ પત્થરનો એક સુંદર કિનારો હતો. આ કિનારા પરથી એક પરિચિત યુવતી પગથીયાં ઉતરીને સરોવરનું જળ ભરવા જાય છે, એમ જણાતું હતું. આ યુવતીની વધારે ઓળખાણ આપવાની કાંઇ જરૂર નથી, કારણકે અરૂણાના સૌંદર્યનું વર્ણન અમે અગાઉ કરી ગયા છિએ.

પણ અરૂણા એક ભયંકર કાર્યને માટે અહીં આવી છે. આવી નિર્દોષ હૃદય પરમ સુંદર સુંદરી શું ભયંકર કૃત્ય કરવાની અણી ઉપર

હશે તે જાણવાને વાંચકોની જીજ્ઞાસા ઉશ્કેરાય એ સ્વાભાવિક છે. આ વાર્તાના બારમા પ્રકરણની હકીકત તો વાંચકોને યાદ હશે. અરૂણાના પૂર્વ જીવનની ભેદી ઘટનાઓ કૃષ્ણલાલે અરૂણા સમક્ષ સ્પષ્ટ કર્યા બાદ અરૂણાના હૃદયમાં ભારે ઉત્પાત મચી રહ્યો હતો. અરૂણાને શાંતિ નહોતી. તે આખો દિવસ છુપાં આંસું સારતી હતી. કોમળ હૃદયની બાલિકા આ સ્થિતિ વધુ વાર સહન કરી શકે તેમ નહોતું. ગુલાબના નાજુક કુસુમપર પંદરશેરનો હથોડો લગાવીએ તો તે ભયંકર પ્રહાર એ કોમળ પુષ્પ શી રીતે સહન કરી શકે ? અંતે તેનો વિનાશજ થવાનો, એ વાત નક્કી છે.

અરૂણાના હૃદયનાં જાણે કોઇ વજ્ર જેવા કઠણ હથોડાનો પ્રહાર કરી રહ્યું હતું. તનની શાંતિને માટે અરૂણાને સર્વ સાધનો ઉપલબ્ધ હતાં, પણ મનની શાંતિ કોઇપણ ઉપાયો અરૂણા મેળવી શકતી નહોતી.

અંતે તેણે એક નિશ્ચય કર્યો હતો. પોતાના પૂર્વજોના કલંકનું પ્રાયશ્ચિત આ યુવાન બાલિકાએ પોતાના દેહનું બલીદાન આપીને કરવાનો નિશ્ચય કર્યો હતો. તેના મૃત્યુથી એ વર્ણસંકર વંશનો અંત અવશ્ય આવશે એ નિર્વિવાદ હતું, કારણ કે કૃષ્ણલાલને અન્ય કોઇ સંતાન હતું નહિ ભારત વર્ષના તે સમયમાં પોતાના ઉંચા કુળને માટે લોકો ભારે મગરૂરી ધરાવતા હતા. ત્યાં આ કલંકિત કુટુંબનો અંત આવે, તેમાં કોઇને કશું નુકશાન થવાનું નહોતું એક પ્રકારે અરૂણાના પિતાને પણ અરૂણાના દેહવિલયથી ચિર શાંતિ પ્રાપ્ત થાય તેમ હતું આવો વિચાર કરીને અરૂણાએ સરોવરને શરણે જઇ તેનાં નિર્મળ નીરમાં પોતાના દેહનો અંત આણવાનું નક્કી કર્યું

હતું, અને તે ભયંકર કાર્યને માટે તે અત્યારે સરોવરના તીરનાં પગથીયાં ઉતરી જળ સમીપ આવીને ઉભી રહી હતી.

પણ મરવાનો વિચાર કરવાનું જેટલું સહેલું છે તેટલું મરવાનું સહેલું નથી, અરૂણા અત્યારે અત્યંત દુઃખી અવસ્થા ભોગવતી હતી ત્યારે આજુબાજુ કુદરત દેવી મનોહર સૌંદર્ય ફેલાવી મધુરૂં હાસ્ય કરી જાણે અરૂણાના આ ઉન્મત્ત વિચાર તરફ તિરસ્કાર દર્શાવી રહી હતી. સરોવરનું નિર્મળ જળ પણ આ બાલિકાને પોતાની ગોદમાં સદાને માટે લેવા રાજી ન હોય એમ જણાતું હતું.

અરૂણા વિચાર કરવા લાગી, "પૂર્વ જન્મના પાપકર્મના પ્રભાવે આ જન્મે આટલું કષ્ટ ભોગવી રહી છું, છતાં પ્રભુએ આપેલા આ દેહનો પાત કરી, આપઘાતરૂપી ભયંકર પાપકર્મ આવતા જન્મના કયા સુખને માટે હું કરવા તૈયાર થઈ છું? લોકો કહે છે કે જે પ્રાણી ઇશ્વરે આપેલા દેહને તેની મરજી સિવાય નાશ કરે છે તેને સાત જન્મ ભયંકર દુઃખ સહન કરવાં પડે છે, અને અંતે સાતે જન્મમાં તેને આપઘાત કરવો પડે છે મારાથી આ એક જન્મનું કષ્ટ સહન થતું નથી તો સાત જન્મની શી વાત કરવી? ના, ના, હું મારા દેહનો અકાળે અંત લાવી ઇશ્વરની ગુન્હેગાર થઇશ નહિ. તે દિવસે અજીતાનંદ સ્વામી કહેતા હતા કે મારા કર્મમાં મહારાણી થવાનું લખાયલું છે, મારા જેવી કલંકિત કન્યાના ભાગ્યમાં એવું અનુપમ સુખ કદાપિ નહિ હોય તોપણ તેમાંથી કાંઇ તો ખરૂં પડશેજ ભવિષ્યમાં થશે તે જોવાશે. અત્યારે શા માટે હું આ દુષ્કર્મ કરૂં?"

આવો વિચાર કરીને સરોવરના જળ તરફ એક દ્રષ્ટીપાત કરી અરૂણા પગથીયાં ચઢીને ઉપર આવવા લાગી.

# (૧૫) "મેળાપ"

ઉદયસીંહના રમણીય મકાનની લગોલગ પુષ્પોનો એક નાનકડો બગીચો હતો અને તે બગીચાની લગોલગ સરોવર હતું. સૂર્યાસ્તના સમયે ઉદયસીંહ બગીચામાં આમતેમ ફરતો હતો. તેણે અરૂણાને જલની નજીક જઈ પછી ઉપર પાછી આવતાં દીઠી હતી. અરૂણાને અત્યંત આશ્ચર્ય સાથે ઉદયસીંહ જોઈ રહ્યો હતો. તેને આશ્ચર્ય પામવાનું કારણ એ હતું કે રાત્રે સ્વપ્નમાં તેણે જે પરમ રૂપવતી સ્ત્રીને જોઈ હતી તેજ સ્ત્રી અત્યારે તે જોઈ રહ્યો હતો! અરૂણાને સરોવરને તીરે જોઇને ઉદયસિંહ તત્કાળ તે તરફ ચાલ્યો.

અરૂણા જળપાત્ર ભરીને પોતાના માર્ગે જવાની તૈયારીમાં હતી. તેવામાં અચાનક તેણીએ એક નવયુવાન અને તંદુરસ્ત પુરૂષને પોતાની સામે જોયો. બંનેની દ્રષ્ટી મળી. એક બીજા તરફ થોડીક વાર સુધી શાંતિથી બંને જણાં જોઈ રહ્યાં. પણ એટલામાં એક સ્ત્રીની સ્વાભાવિક લજ્જા અરૂણાની મદદે આવી, અને અરૂણાએ પોતાની સુંદર આંખો જમીન તરફ ઝુકાવી લીધી. અરૂણા વિચાર કરવા લાગી, "આ હું શું કરી રહી છું? હૃદયમાં આ વિકાર શા માટે? એક વારાંગનાની કન્યાને આ જન્મમાં કદિ પણ આવો અનુપમ સ્વામી પ્રાપ્ત થવો અશક્ય છે. છતાં હું કેવા પ્રકારની નજરથી ઉદયસીંહ સામું જોઇ રહી છું?"

ઉદયસીંહે અરૂણાને નીચે નજરે ઉભેલી જોઇને તેણીને બોલાવવાનો પ્રયત્ન કર્યો. તે બોલ્યો, "સુંદરી! આપ કોણ છો અને ક્યાં રહો છો? અવિવેકને માટે તમારી પ્રથમથીજ ક્ષમા યાચના કરીને

પુછવાની રજા લઉં છું કે મર્યાદાનો હું લોપ ન કરતો હોઉં તો મને કૃપા કરી તમારો પરિચય આપશો ? ”

અરૂણાઃ—“હું અતિ ક્ષુદ્ર પ્રાણી છું. મારા પરિચયથી આપને કંઇ વિશેષ લાભ થાય તેમ નથી.”

ઉદયસીંહઃ—“હું મેવાડના સદ્‌ગત્ મહારાણા સંગ્રામસીંહનો પુત્ર છું, અને મારૂં નામ ઉદયસીંહ છે. અમુક વિશેષ કારણોને અંગે આપને મેં ઉપરોક્ત પ્રશ્ન પુછ્યો છે.”

અરૂણાઃ—“મારા પિતાની સાથે આ સામેના ઘરમાં હું રહું છું.”

ઉદયસીંહઃ—“તમારા પિતા સિવાય કોઇ સગાં સહોદર તમારે છે કે નહિ ? ”

અરૂણાઃ—“ મારા પિતા સિવાય આ વિશ્વમાં મારૂં કોઇ સગું છે પણ નહિ અને ભવિષ્યમાં થશે પણ નહિ. ”

ઉદયસીંહઃ—“અવિનયને માટે એકવાર ફરીથી તમારી ક્ષમા યાચી હું આપને પૂછી શકું કે તમે યુવાન અને સુંદર છો, એટલે તમે જો અવિવાહિતા હો, તો જે ભાગ્યશાળી પુરૂષને તમે પતિ તરીકે પ્રાપ્ત કરશો તે તમારો નીકટનો સગો અને સ્નેહી ભવિષ્યમાં થશે, જો તમે વિવાહિતા હોય, તો તો તમારૂં બીજું કોઇ સગું છેજ નહિ એ માન્યતા અસંભવ હોવાથી મને લાગે છે કે તમે અવિવાહિતા છો એવો જે મારો તર્ક છે તેજ ખરો છે, આપના વિશાળ ભાલપ્રદેશપર પુર્ણિમાના ચંદ્ર સમાન શોભી રહેલા કુમકુમનો ચાંદલો સૌભાગ્ય સૂચક ચિન્હ હોવાથી તમે વિવાહિતા અગર અવિવાહિતા એ બે સ્થિતિ સિવાયની ત્રીજી સ્થિતિમાં છો, એ કલ્પના તદ્દન અશક્ય છે. અને જે વિધાતાએ આવું સુંદર રૂપ આપને આપ્યું છે, તે વિધાતા એવી રીતે આપનાપર કઠોર બની વૈધવ્યનું અસહ્ય દુઃખ અપાવે એ કલ્પનાને

સ્વપ્નમાં પણ સ્થાન આપવાનું અશક્ય છે. આવી સ્થિતિમાં તમે અવિવાહિતા છતાં ભવિષ્યમાં પણ તમારૂં કોઇ સગું થશે નહિ એવું જે તમે બોલો છો, તેનું ખરૂં રહસ્ય શું છે તે મને જણાવવાની કૃપા કરશો ?"

અરૂણાઃ—"અમારા લોકોનો વિવાહ નથી થઇ શકતો. પૂર્વ જન્મના પ્રાયશ્ચિતને અંગે હું કલંકરહિત હોવા છતાં પણ સુયોગ્ય સ્વામીનું સુખ મેળવવાનું મારા નશિબમાં સરજાયલું નથી. તેટલાજ માટે મેં આપને એમ જણાવેલું છે કે હું ભવિષ્યમાં પણ કોઇ નિકટ સગું પ્રાપ્ત કરી શકીશ નહિ."

ઉદયસીંહઃ—"આવા સુંદર સૌંદર્ય સાથે આપને એવું તે શું કલંક પરમાત્માએ અર્પણ કર્યું છે કે જેના પ્રભાવથી આપ સ્વામી સુખથી વંચિત રહેશો એમ આપ માનો છો ?"

અરૂણાઃ—"હું વેશ્યાની—વારાંગનાની—કન્યા છું ! મારૂં નામ અરૂણા છે."

એટલું બોલીને ઉદયસિંહ તરફ સ્હેજ પણ દ્રષ્ટીપાત કર્યાં વગર અરૂણા ખિન્ન વદને અને ઉછળતા હૈયે ઘર તરફ ચાલી ગઇ. ઉદયસિંહ પણ વિચારના વમળમાં આંટા ખાવા લાગ્યો, અને પછી પોતાના મહેલ તરફ પાછો ફર્યો.



## (૧૬) સંગ્રામની તૈયારી,

**આ** વાતને કેટલાક દિવસ વીતી ગયા બાદ એક દિવસે ફરીથી તે ચંદાવત સરદાર ઉદયસિંહની પાસે આવ્યો. તેણે ઉદયસિંહને જણાવ્યું કે ચિત્તોડમાં વનવીરનાં અને તેમનાં સૈન્યો વચ્ચે ભયંકર યુદ્ધ

થયું હતું, અને તેમાં વિદ્રોહી વનવીરનો પરાભવ થયો હતો. પણ હજુ પણ તેણે ચિતોડનો કબજો છોડયો નહોતો અને ચિતોડને દરવાજે પોતાનું સૈન્ય લઇને યુદ્ધની વાટ જોઇને ઉભો હતો. વનવીરની પાસે આશરે બે હજાર સૈનિકો હતા અને તે શિવાયનું સર્વ સૈન્ય ઉદયસિંહના પક્ષના માણસોના કબજામાં હતું પણ ઉદયસીંહની આ વખતે ત્યાં ઘણીજ જરૂર હતી. માટે જેટલી બની શકે તેટલી ઉતાવળથી ઉદયસીંહને ચિતોડ આવવાનો આગ્રહ કરીને ચંદાવત સરદાર ચાલ્યો ગયો. ઉદયસિંહે બનતા પ્રયત્ને જલદીથી આવવાનું વચન આપ્યું.

ઉદયસિંહ ત્યારબાદ અંતઃપુરમાં ગયો. સરોજસુંદરી મેવાડના પ્રાચીન ઇતિહાસના એક અતિ ઉપયોગી પુસ્તકનું વાંચન કરવાના કાર્યમાં રોકાયલી હતી. ધીમેથી સરોજના ખભાપર પોતાનો હાથ મૂકીને ઉદયસિંહ બોલ્યો, "સરોજ! તે દિવસે તું કહેતી હતી ને કે તું સર્વાંતરયામી છે?"

સરોજ ઉઠીને ઉભી થઇ ગઈ, અને બોલી, "શા માટે આપ આજે આવી રીતનો પ્રશ્ન મને પૂછો છો?"

ઉદયસિંહઃ—"તેં એક વખતે મને એવું જણાવ્યું હતું કે આપણને કોઈ વખત સૈન્યની જરૂર પડશે. તે વખતે મને તે વાત એટલી બધી અગત્યની નહોતી લાગી. પણ હાલ એ કટોકટ સમય નિકટ આવી પહોંચ્યો છે."

સરોજઃ—"શું વનવીરની સાથે સંગ્રામમાં સ્વામીનાથને ઉતરવાનું છે?"

ઉદયસિંહ—"તે ચિતોડનું તોરણદ્વાર આંતરીને ઉભો છે."

સરોજ:—" આપણા પક્ષના સરદારો વનવીર સાથે યુદ્ધમાં ઉતર્યા હતા ? "

ઉદયસિંહ:—" હા; વનવીરની સાથે આપણી પક્ષવાળા સહદારોનો ભાપણ રણસંગ્રામ થયો હતો. તેમાં વનવીરના પક્ષનો એક સરદાર માર્યો ગયો અને બીજાને કેદ પકડી લેવામાં આવ્યો છે. વનવીર હાલ પોતાનું સૈન્ય લઇને ચિતોડનાં દ્વાર ઘેરીને ઉભો છે. તેની સામા આપણને યુદ્ધ કરવાનું છે, અને ત્યાં મને થોડા સૈન્ય સાથે જવાનું આમંત્રણ કરવામાં આવ્યું છે. "

સરોજ:—" ત્યારે તમે સૈન્ય ક્યાંથી મેળવશો ? "

ઉદયસિંહ:—" કાંઇ ઉપાય દેખાતો નથી. "

સરોજ:—" સ્વામીનાથ ! હું આપનું અર્ધું અંગ ગણાઉં છું. આપના ઉદયમાં મારી ઉન્નતિ પણ સમાયલી છે. જો મને મારા પિતાશ્રીને ત્યાં મોકલવાનો પ્રબંધ કરી દેશો તો હું આપને જરૂર પુરતું સૈન્ય ભેગું કરી આપવાને બનતો પ્રયાસ કરૂં. "

ઉદયસિંહ:—"તેમ કરવું હાલના સંજોગોમાં અનુકુળ થઇ પડે એ સર્વથા અશક્ય છે. બીજો કાંઇ રસ્તો બતાવે છે ? "

સરોજસુંદરીને શો જવાબ આપવો તેની સમજણ પડી નહિ. અચાનક ઉદયસિંહ બોલ્યો, " સરોજ ! શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે " कर्मण्येवाऽधिकारस्ते माफलेषु कदाचन । " માટે આપણને કર્મ કરવાનોજ અધીકાર છે. હું અવશ્ય સૈન્ય ભેગું કરવાને પ્રયાસ કરીશ, અને ત્યાં જઇશ. પછી જોઇએ કે શું થાય છે ! "

સરોજ:—"પરમકૃપાળુ પરમાત્મા તમારી મનોવાંછના સફળ કરે એવી મારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે. "



## (૧૭) વારાંગનાની કન્યાનું વાગ્દાન

આમારા વાંચકો અજીતાનંદ સ્વામીને તો ભુલી ગયા નહિજ હોય. ગયા પ્રકરણમાં વર્ણવેલી ઘટના જે સમયે બની હતી તે પ્રસંગે અજીતાનંદ સ્વામી અરૂણાના પિતા કૃષ્ણલાલને મળવાને માટે પ્રયાગરાજ પરના તેમના હાલના બંગલા પર પધાર્યા હતા.

અચાનક એક પ્રસંગે સરોવરને તીરે અજીતાનંદ સ્વામીની સાથે ઉદયસિંહનો મેળાપ થઈ ગયો. અજીતાનંદનું ભવ્ય અને પવિત્ર વદન, દિવ્ય વાણી, અને અધ્યાત્મ જ્ઞાનપૂર્ણ ઉપદેશથી ઉદયસિંહ અજીતાનંદને પોતાના ગુરૂ તરીકે માનવા લાગ્યો અને દરરોજ તેમના ઉપદેશામૃતનું પાન કરવા લાગ્યો.

એક વખતે અજીતાનંદ સ્વામી અને ઉદયસિંહ વાતો કરતા બેઠા હતા, તે વખતે અજીતાનંદ સ્વામી બોલ્યા, "રાજકુમાર! તમારી મનોકામના જલદીથી પૂર્ણ થશે. સામેના મકાનમાં કૃષ્ણલાલ કરીને જે વીર પુરૂષ રહે છે, તેની સહાયતાથી તમે તમારે જેટલા સૈન્યની જરૂર છે તેટલું સૈન્ય મેળવી શકશો. પણ તે તમને સૈન્યની સહાય કરી તમારા ઉદયના કાર્યમાં તમને આગળ વધારી આપે, તેના યત્કિંચિત પુરસ્કાર તરીકે તમારે કૃષ્ણલાલની એક નમ્ર યાચનાનો સ્વિકાર કરી લેવો પડશે.

ઉદયસિંહ નમ્ર અવાજે બોલ્યો, "મારૂં કાર્ય સફળ થાય એમ છે, અને આપ સ્વામીશ્રીની આજ્ઞા છે તો હું અવસ્ય કૃષ્ણલાલની યાચના । સ્વિકાર કરીશ. પણ હાલ હું રાજ્યચ્યુત છું, અને હાલ હું કૃષ્ણલાલની મનોકામના પરિપૂર્ણ કરી શકું એમ મને લાગતું નથી."

અજીતાનંદઃ—" કૃષ્ણુલાલની યાચનાનો સ્વિકાર કરવાનું કાર્ય તમારાથી સહેલાઇથી બની શકે તેમ છે. વળી કૃષ્ણુલાલ તમારે માટે વનવીરના બે હજાર સૈનિકોને પુરાં પડી શકે તેટલાં કેળવાયલાં માણસો સાથે તમારી સહાયમાં રહીને તમને વિજય અપાવશે. આપના ભાગ્યોદયના પથ પર પથરાયલા સંકટો રૂપી કંટકો દુર કરીને કૃષ્ણુલાલ તમને રાજ્યગાદી અપાવશે, મેવાડના મહારાણા આપને બનાવવાના કાર્યમાં કૃષ્ણુલાલ તમને તન મન અને ધનથી સંપૂર્ણ સહાય કરશે."

ઉદયસિંહઃ–" આપની આજ્ઞા મારે શિરસાવંધ છે. તેને માટે હું મારો કોલ આપું છું, બોલો આપની શી માગણી છે ?"

અજીતાનંદઃ–" મારી બે માગણી છે. એક તો એ કે કૃષ્ણુલાલની કન્યા અરૂણા સાથે તમારે શાસ્ત્રોક્ત વિધિ–પ્રમાણે લગ્ન કરવાં પડશે."

આ સમાચાર સાંભળીને ઉદયસિંહ અત્યંત આશ્ચર્ય પામ્યો. અરૂણાના સ્વસુખથી તેણે સાંભળ્યું હતું કે તે વારાંગનાની કન્યા છે. તેની સાથે એક શુદ્ધ ક્ષત્રિય શી રીતે વિવાહ કરી શકે ? પણ વિચાર કરતાં તેને જણાયું કે પ્રેમ અને યુધ્ધના પ્રસંગે સર્વ કાર્યો ઇષ્ટ છે. અરૂણાના અતુલ કાંતીમાન સ્વરૂપને પહેલી વાર નીહાળતાંની સાથેજ ઉદયસિંહના અંતઃકરણમાં પ્રેમાગ્નિ પ્રજ્વલિત થયો હતો. વળી ઉદયસિંહના ઉદયનો આ શિવાય બીજો પણ માર્ગ રહયો નહોતો. કોઇ પણ પ્રકારે વનવીરનો પરાજ્ય કરવાને તે સૈનિકો એકત્ર કરી શકે તેમ નહોતું. ત્યારે યુદ્ધ પ્રસંગે પણ આ કાર્ય ઇષ્ટ હતું. ગરજને ખાતર ગધેડાને બાપ કહેવો પડે છે. પોતાનું કાર્ય પૂર્ણ કરવાને ખાતર આદર્શથી પ્રિયવીર અર્જુને વિરાટ નગરમાં નપુસક નરનો વેશ ધારણ કર્યો હતો. ભીમ રસોઇયો

બન્યો હતો. મામા કંસની બીકથી કૃષ્ણ ભગવાને પણ વ્રજની ભૂમિમાં ગાયો ચરાવી હતી. તો આજુબાજુ ઉભા થયેલા વિકટ સંજોગોને અનુસરીને અરૂણાનું પાણીગ્રહણ કરવું કોઇ પણ રીતે અયોગ્ય નહોતું.

આ સર્વ વાતનો વિચાર કરીને ઉદયસિંહે અજીતાનંદ સ્વામીને જણાવ્યું,

"આપની ઇચ્છા છે, અને મારા સ્વાર્થની સાધના થાય છે, ત્યારે હું અરૂણાની સાથે લગ્ન કરવાને તૈયાર છું. અરૂણાને મેં અગાઉ સરોવરને તીરે એક વખત જોયલી છે, અને આપને કહેતાં મને સ્હેજ સંકોચ ઉપજે છે કે તે દીવસથીજ હું તેની રૂપજ્યોતી પર મુગ્ધ બનેલો છું?

અજીતાનંદ—"હવે મારી બીજી માગણી તમને જણાવું છું. મેં અરૂણાની હસ્તરેખા જોઈ છે. જો તેણી એક રાજા શિવાય અન્ય પુરૂષનું પાણી ગ્રહણ કરે તો તેનું મૃત્યુ થવામાં વિલંબ લાગે નહિ એવો યોગ તેના કર્મમાં લખાયલો છે? હજી સુધી આપ જો કે રાજકુમાર છો, છતાં રાજા બન્યા નથી. કૃષ્ણલાલની મદદથી આપ રાજ્યસીંહાસન જ્યારે પ્રાપ્ત કરી શકશો, અને જ્યારે મદોન્મત્ત વનવીરનો પરાજ્ય કરીને વિજયદેવીની વરમાળા પહેરવાને ભાગ્યશાળી થશો. તેજ વખતે મારી પ્રાણ સમાન પુત્રીરૂપ અરૂણા પણ તમને તેના મંગળ હસ્તે વરમાળ પહેરાવશે, ત્યાં સુધી તમે અરૂણાની સાથે લગ્ન કરી શકશો નહિ, તેમજ તેણીનો મેળાપ પણ તમને થઇ શકશે નહિ."

ઉદયસિંહને આ બીજી શરત સ્હેજ અઘરી લાગી, અરૂણાની સાથે લગ્ન થવાનું જ્યારે નક્કિ થયું હતું, ત્યારે વચ્ચે જે વિલંબ થાય

તે ઉદયસિંહને રૂચતી વાત નહોતી. પણ આ પ્રસંગમાં તેનો ઉપાય ન હોવાથી આ શરત પણ તેણે કબુલ કરી.

ત્યારબાદ અજીતાનંદ ઉદયસિંહને કૃષ્ણલાલના મહેલ આગળ લઇ ગયા. ત્યાં ઉદયસિંહને દિવાનખાનામાં સન્માનપૂર્વક બેસાડીને પછી અજીતાનંદ સ્વામી ઘુંઘટમાં મુખ છુપાવેલી અરૂણાને ત્યાં લાવ્યા, અને બંન્નેનાં હસ્ત એકઠા કરીને અરૂણા અને ઉદયસિંહના વિવાહની પ્રાથમિક વાગ્દાન ક્રિયા કરી તથા બંન્નેને પોતાના આશીર્વાદ આપ્યા. ઉદયસિંહે પોતાના કંઠમાંથી એક બહુ મૂલ્ય હીરાનો હાર કાઢીને આ માંગલીક પ્રસંગની ખુશાલીમાં અજીતાનંદ સ્વામી મારફ્તે અરૂણાને અર્પણ કર્યો. અજીતાનંદ સ્વામીએ પણ અરૂણાના કંઠમાંથી એક અત્યંત કીમતિ મોતીની માળા કાઢીને ઉદયસિંહને અર્પણ કરી. પછી ઉદયસિંહ ત્યાંથી વિદાય થયો.

ઉદયસિંહે આ વાત સરોજસુંદરીથી છુપી રાખવાનો નિશ્ચય કર્યો. પોતાના મકાનમાં જઈને અરૂણાવાળી મોતીની માળા પોતાની છુપી પેટીમાં મૂકી દીધી, અને પોતાના કંઠમાંના હારને માટે તેણે સરોજસુંદરીને જણાવ્યું કે તે હાર અચાનક ગુમ થઈ ગયો હતો!

બીજે દિવસે સવારે સરોજસુંદરીએ પોતાની સહચરી લાવણ્ય કુમારીને જણાવ્યું, “ અલિ લાવણ્ય! મહારાજાનો હીરાનો હાર કાલે ખોવાઇ ગયો. ” લાવણ્ય હસતી હસતી બોલી, “ મોટા ઘરની મોટી વાત, બાઈ! કોણ જાણે કયા ભાગ્યશાળી પ્રાણીને આવો ઉત્તમ હીરાનો હાર પ્રાપ્ત થયો હશે!”

સરોજસુંદરી લાવણ્યના બોલવાનો મર્મ કાંઇ સમજી શકી નહિ.



# (૧૮) ઉદયસિંહનો ઉદય.

ઉપરની વાતને એક માસ જેટલો વખત વીતી ગયો છે, આજે ચિતોડના તોરણદ્વાર આગળ ભયંકર ઉત્પાત મચી રહ્યો છે. શસ્ત્રોના ખણખણાટ અશ્વોના હણહણાટ, યોદ્ધાઓના ઝણઝણાટ અને વાજીંત્રોના ગડગડાટથી ચિતોડભૂમિ આજે ગરજી રહી છે.

ઉદયસિંહની પક્ષમાં તેના સર્વ સરદારો પોતપોતાના નાના સૈન્યો લઇને આવ્યા હતા, તથા કૃષ્ણલાલ અગાઉ વર્ણવેલી ગુપ્તપુરીમાંના ૮૦૦ કેળવાયલા અને શસ્ત્રસજ્જિત ડાકુઓનું સૈન્ય લઈ ઉદયસિંહની કુમકે આવી ઉભો છે. વીર કૃષ્ણલાલે પોતાના સૈન્યને વીરોચિત વ્યાખ્યાનોથી ઘણી કાર્યદક્ષતાથી પ્રોત્સાહન આપ્યું. લાંબી વાટથી ચાલીને આ લસ્કર આવેલું હતું, તથા હાલ ખાદ્યખોરાકીની ચાન્તેનો પણ ભારે ત્રાસ તેમને વેઠવો પડતો હતો. છતાં કૃષ્ણલાલ તરફ તેમના પ્રેમને લીધે કહો કે કૃષ્ણલાલની કાર્યદક્ષતાને લીધે કહો પણ વનવીરના લસ્કર સામે આ સૈન્ય ઘણીજ બહાદુરીથી યુદ્ધબાજી ખેલી રહ્યું હતું.

આ બાજુ વનવીરનાં સૈન્યોએ પણ પરાક્રમ દેખાડવામાં પાછી પાની કરી નહિ. પણ કૃષ્ણલાલના કેળવાયલા અને દ્રઢ લસ્કર આગળ, તથા અન્ય સરદારોનાં મરણીયા થયેલા સૈન્ય આગળ વનવીરની સેનાનું કશું વળ્યું નહિ, અને તે સૈન્યમાં ભંગાણ પડવા લાગ્યું. વનવીરે વીરોત્તેજક શબ્દોમાં પોતાના સૈન્યને ઉશ્કેરીને સૈન્યમાં ભંગાણ પડતું અટકાવવાને તનતોડ પ્રયાસ કર્યો, અને પોતે અતુલિત પ્રાક્રમ દર્શાવવા લાગ્યો, પણ જેવી રીતે સમુદ્રની ભરતીનાં ધસી આવતાં પાણીને અટકાવવાને મનુષ્ય પ્રયત્નો અસામર્થ્યવાન છે, તેવીજ રીતે

કૃષ્ણલાલના સૈન્યના પ્રબળ વેગને રોકવાને, વનવીર અશક્ત થઇ ગયો. વનવીરની સેના તોરણદ્વાર છોડીને ચારે બાજુ નાસવા લાગી.

આ તકનો લાભ ઉદયસિંહ તરફનાં સૈન્યોએ ઘણી સારી રીતે લીધો. પૂર્ણ ઉત્સાહથી તેઓ ચારે બાજુથી ઘુમવા લાગ્યા અને અલ્પ સમયમાં તો તોરણદ્વાર આગળથી વનવીરના સર્વ સૈન્યને હઠાવી લીધું અને વનવીરને કેદ પકડી લીધો. વિજય પામેલાં સૈન્યોએ વિજયનાં વાજીંત્રો વગાડતાં વગાડતાં નગરમાં પ્રવેશ કર્યો. ચિત્તોડનું સીંહાસન તેના હક્કદાર વારસને મળ્યું. ઉદયસિંહનો ભાગ્યોદય થયો,

વનવીરના અત્યાચારથી કંટાળેલી ચિત્તોડની પ્રજાએ પોતાના હકદાર રાજાને અત્યંત હર્ષથી નગર પ્રવેશ વખતે આવકાર આપ્યો. " એકલીંગી મહાદેવની જય ! " " ઉદયસિંહ મહારાણાની જય ! " ની જયઘોષણાથી આકાશ ગરજી રહ્યું. છાપરાં, અટારી, બારી, મેડી, માળીઆ, ઝરૂખા, વૃક્ષો, મેદાનો અને નગરના સર્વ રસ્તાઓ ઉપર પોતાના મહારાણાને નીરખવા લોકોનાં ટોળેટોળાં એકઠાં થઈ ગયાં હતાં. ઉદયસિંહ નગરના જુદા જુદા લત્તાઓ ઉપરથી પસાર થતાં તેનાં પર નગરની સૌભાગ્યવતી સુંદરીઓ પુષ્પની વૃષ્ટી કરતી હતી. તથા હસ્તે મુખડે પોતાના પરમપ્રિય મહારાણાનાં ઓવારણાં લેતી હતી.

બીજેજ દિવસે કૃષ્ણલાલ પોતાની સેના સાથે જંગલને માર્ગે ત્યાંથી ચાલ્યો ગયો. ઉદયસિંહના સર્વ સરદારોએ ઉદયસિંહને રાજ્ય-સીંહાસન પર બેસાડી તેના કપાલમાં રાજ્યતીલક કર્યું. નવા મહારાણાએ દરબાર ભરી પોતાના સર્વ સહાયકોનો આભાર માન્યો, તથા તેમને યોગ્ય ભેટો બક્ષીસ કરી. પરાજીત થયેલા વનવીરને ઉદયસિંહે ક્ષમા બતાવી તેને કાંઈ પણ શિક્ષા કર્યા શિવાય છોડી મૂકવામાં આવ્યો. પોતાના સર્વસ્વનો નાશ થયેલો જોઇને, તથા ચિતોડની પ્રજાનો પોતાના

તરફનો ભારે તીરસ્કાર જોઈને, વનવીર પોતાના કુટુંબ સાથે મેવાડનો ત્યાગ કરીને દક્ષિણ દેશમાં ચાલ્યો ગયો.

રાજ્ય સિંહાસન પ્રાપ્ત કર્યા બાદ ઉદયસિંહે પ્રયાગથી પોતાની પત્નીને તેણીની સર્વ સહચરીઓ સાથ ઉદયપુરમાં બોલાવી લીધી. સરોજસુંદરીના સંકલ્પબળની સિદ્ધિ થઈ હતી. તે દિવસથી પોતાના પ્રિયતમને ઉદયપુરના હકદાર મહારાણા તરીકે સંસ્થાપિત થયેલા જોઈને સરોજસુંદરીએ સોના રૂપાના, તથા હીરા મોતીનાં આભૂષણો પહેરવાનો પ્રારંભ કર્યો.

## (૧૯) અકબરનો આશ્રય.

કૃષ્ણલાલના મનનો પરિતાપ હવે ધીમે ધીમે ઓછો થતો જતો હતો. તેણે એક મહાન્ કાર્ય કર્યું હતું. લૂટથી મેળવેલા ધન અને ડાકુઓનો એક કાર્યમાં સદુપયોગ થયો હતો. કૃષ્ણલાલે નિશ્ચય કર્યો હતો કે મારા અંગત ઉપભોગને ખાતર હું આ દુષિત દ્રવ્યમાંથી એક કોડીનો પણ ઉપયોગ કરીશ નહિ. કૃષ્ણલાલે તેજ પ્રમાણે કરી બતાવ્યું હતું. કૃષ્ણલાલને હવે અરૂણાની ફિકર ચિંતા કરવાની પણ જરૂર રહી નહોતી. એક પિતાનું પુત્રી પ્રત્યેનું કર્તવ્ય પુત્રીની લગ્ન કાર્યની સમાપ્તી સાથે પૂર્ણ થાય છે. મેવાડના મહારાણાએ અરૂણાનું પાણી ગ્રહણ કરવાની પ્રતીજ્ઞા કરી હતી. એટલે હવે પોતાની પરમ પ્રિય પુત્રીને માટે પણ સ્વામીની શોધ કરવાની ચિંતામાં કૃષ્ણલાલને પડવું પડે તેમ નહોતું. આ સર્વ વાતનો વિચાર કરીને અરૂણાને પ્રયાગમાંજ છોડીને કૃષ્ણલાલે પોતાને માટે પોતાને યોગ્ય ધંધો કરી આજીવિકા શોધવા જવાને માટે તૈયારી કરી.

આપણે જે પ્રસંગની વાત કરીએ છિએ, તે વખતે દિલ્હીનો પ્રસિદ્ધ મુગલ સમ્રાટ હુમાયુ રાજ્યચ્યુત બની, શેરશાહથી પરાજય પામી અનેક સંકટો સહન કરતો કરતો ઇરાન, તાતાર, કાશ્મીર વિગેરે દેશોમાં ફરતો ફરતો અંતે સરહિન્દના પ્રદેશ તરફ પ્રયાણ કરી રહ્યો હતો. આ વખતે દીલ્હીની રાજ્ય લગામ સીકંદર સુરને સ્વાધીન હતી. શેરશાહનાં વંશના આ છેલ્લો શહેનશાહ કૌટુમ્બિક કલહથી અત્યંત વ્યથા પામ્યો હતો, અને તેને પોતાના રાજ્યસીંહાસનનો ત્યાગ કરવાની ફરજ પડી. દીર્ઘદર્શી અને કર્તવ્યપરાયણ હુમાયુએ આ અમૂલ્ય તકનો લાભ લીધો, અને એકવાર ફરીથી દીલ્હીનું રાજ્યસીંહાસન પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો. પોતાના સૈન્ય સાથે દીલ્હી પર આક્રમણ કરીને સીકંદર સુરને પરાજીત કરીને દીલ્હીનો કબજો લેવાનું હુમાયુએ નક્કી કર્યું હતું. આ કટોકટ પળે કૃષ્ણલાલે સરહિન્દમાં જઈ હુમાયુના સૈન્યમાં જોડાવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. હુમાયુના વિપદ્કાળમાં તેનો બાર વર્ષનો એક પુરો, પરાક્રમી, અને તેજસ્વી બાળક જલાલુદ્દીન અકબર પોતાના વાલિદની નજીક રહી, પોતાની બાલ વયે પણ અતુલિત પરાક્રમો કરી પોતાનું ચાતુર્ય પ્રગટ કરી રહ્યો હતો.

મુગલ કુમાર અકબરે કૃષ્ણલાલને બે ચાર પ્રશ્નો પૂછી તેનામાં કેટલું સત્વ છે તે જાણી લીધું. આવો પરાક્રમી પુરૂષ ભવિષ્યમાં સારી રીતે મદદગાર થઇ પડશે તે સ્થિતિનો વિચાર કરીને અકબરે કૃષ્ણલાલની વિનંતિનો તાત્કાળિક સ્વિકાર કરી લીધો.

હુમાયુના સૈન્યમાં દાખલ થઇને કૃષ્ણલાલે પોતાના બુદ્ધિબળ અને અતુલિત પરાક્રમથી સર્વની પ્રીતિ સંપાદન કરી લીધી,અને ધીમે ધીમે તે એક સૈન્યની ટુકડીની સરદારી મેળવવાને ભાગ્યશાળી બન્યો.

"જેનું ઘર ફુટયું, તેનું કરમ ફુટયું." એ આપણામાં કહેવત છે. સંપની ગ્લાની અને કુસંપની વૃદ્ધિથી આખું ભારતવર્ષ રસાતળ ગયું છે, એટલુંજ નહિ, પણ ગ્રીસ, રોમ, મીસર અને બીજા એવા મહાન દેશોનું પણ નિકંદન થઇ ગયું છે. એક દેશ ગમે એટલો પરાક્રમી, ગમે તેટલો બળવાન, અને ગમે તેટલો સમૃદ્ધિવાન હોય, પણ એક સંપીના તાર જ્યાં તુટયા, ત્યાં તે દેશનો વિનાશ થતાં સ્હેજ પણ વાર લાગતી નથી. અંદર અંદરના કુસંપથી નિર્બળ શત્રુ એક સબળ દેશને સદાને માટે સ્હેલાઇથી પરાજય આપી શકે છે. પછી તે દેશનો ઉધ્ધાર દેશની સર્વ સમૃદ્ધિ, સર્વ બળ, અને સર્વ ચાતુર્ય છતાં દુશ્મનના પંજામાંથી થઇ શકતો નથી. સંપનો પ્રભાવ એવો બલવત્તર છે. એક દેશની આબાદીનો આધાર દેશની એકસંપી ઉપર રહયો છે. જ્યાં એકસંપી નથી, ત્યાં સદાને માટે અધોગતિજ છે! હતભાગી ભારતવર્ષના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ તરફ નજર કરશો તો આવાં અનેક દૃષ્ટાંતો આપણને મળી આવશે. કુંભકર્ણ ફુટયો ત્યારેજ રાવણ પરાજય પામ્યો હતો. કૌરવો અને પાંડવો એક બીજાના સહોદર છતાં જ્યારે પાણીપતના મેદાનમાં યુદ્ધ માટે એકત્ર થયા, ત્યારેજ દેશને ભયંકર હાની થઈ પડી હતી. રજપુતો મુસલમાનો વિગેરે અનેક પ્રસંગોમાં કુસંપથીજ આપણી અધોગતિ થઇ એ સ્પષ્ટ જણાય છે. પરમ સદ્‌ભાગ્યની વાત છે કે પરાક્રમી બ્રીટીશ મહારાજ્યના શુભ છત્ર તળે અત્યારે હિંદના જુદા જુદા સર્વ મહારાજાઓ એકત્રીત બનીને રહ્યા છે, ત્યારેજ હિંદમાંથી કજીયાનું મ્હોં કાળું થયું છે. ત્યારેજ આપણે શાંતિ અને સુલેહનાં મીઠાં ફળ ચાખીએ છિએ અસ્તુ!

પઠાણ રાજા સીકંદર સુરના સમયમાં પણ આજ ભયંકર ઉપદ્રવ

ઉપસ્થિત થયેલો હતો. પરસ્પર કલહ તથા વિદ્વેષ ફેલાયલો હતો. આજ કારણથી હુમાયુ અને તેના બાલક પુત્ર અકબર પાસે નાનું સૈન્ય હોવા છતાં સીકંદરનો પરાજય કરીને હુમાયુ પુનઃ દીલ્હીનો રાજ્ય મુગટ પોતાને મસ્તકે ધારણ કરવાને ભાગ્યશાળી બન્યો.

પણ રાજા થવાથી શું થયું ? સુખ મળ્યું તેથી શું સાર્થક થયું ? સર્વગ્રાસી કઠોર કાળના પાશમાંથી મુક્ત બની કોઇ પણ મૃત્યુ લોકનું માનવી પોતાનો આનંદ ચિરકાળ ભોગવી શક્યો છે ? ઇશ્વરે આપેલા ઐશ્વર્યથી તુંદમીજાજી બનેલા, ઇશ્વરની કૃપાપ્રતાપથી પ્રાપ્ત થયેલી સત્તાથી તીસમારખાં બનેલાં અને મારા સમાન આ જગતમા મોટું કોઇ નથી એમ માની નાકના ફીફ્ડાં ફડફડાવી મગજમાં મિજાજનું સંગ્રહસ્થાન કરનારા મૂર્ખ માનવીઓ પણ જમદૂતની ઝાંખી થતાં એક નાના બાલકની માફક અશક્ત બની જાય છે ! તેમને તેમનું સર્વ ઐશ્વર્ય, સર્વ સંપતિ, અને સર્વ સગાંવહાલાંને આ વિશ્વમાંજ છોડીને કીરતારના તેડાને આધીન બની પોતાના કર્માનુસાર પોતે કરેલાં કૃત્યોનો બદલો મેળવવાને પરલોકગમન કરવું પડે છે. જમીનથી સવાવાર ઉંચે એ કે ત્રણ પગથીયાં વાળા સુંદર પલંગમાં સગાંવહાલાં અને વિદ્વાન ડૉકટરોથી વીટળાયલા દોલતમંદ દૈત્યને પણ મોતને આધિન થયા સિવાય તો છુટકોજ નથી. જ્યારે આવી સ્થિતિ છે, ત્યારે પોતાના ક્ષણભાંગુર દેહને ખાતર અનેક સ્વાર્થી કૃત્યો અને કુકર્મો કરી ચિત્રગુપ્તના ચોપડે પાપકર્મની સારી સંખ્યા જમા કરનાર હીણભાગી મનુષ્યોને હજાર વાર ધિક્કાર હજો !

મૃત્યુ દેવતાનું આવાહન થાય એટલે રાજા, રંક, દાતા, કૃપણ, ધનવાન, દરિદ્ર, સાધુ, દુષ્ટ, વિદ્વાન, મૂર્ખ, સ્વરૂપવાન અને કદરૂપા, એ સર્વને એક મહામાર્ગનું અવલંબન કરી એક બીજા રાજ્યમાં

પ્રયાણ કરવું પડે છે. હુમાયુની પણ એજ સ્થિતિ થઇ. દીલ્હીનો ઝગ-મગતો મુગટ લાંબો સમય તેના મસ્તકને શોભાવી રહ્યો નહિ. કાળની કુટિલ ગતિને આધીન બની, પોતાંના દીલ્હીના રાજ્યસીંહાસનનો ત્યાગ કરી હુમાયુને પણ પરલોકના માર્ગે પ્રયાણ કરવું પડ્યું !

પિતાના મૃત્યુથી અકબરના માથે અનેક વિપત્તિઓ આવી પડી. પણ આ પરમ તેજસ્વી, પરાક્રમી, અને દીર્ઘદર્શી યુવકે પોતાના એક નિકટના સગા બહેરામખાંની મદદથી પોતાનાં સર્વ દુસ્મનોને તાબે કર્યા એટલુંજ નહિં, પણ કાલંજર, બુંદેલખંડ, માળવા ઇત્યાદિ દેશો પણ પોતાને સ્વાધિન કર્યા. ધીરે ધીરે તે એક વિશાળ રાજ્યનો અધિકારી બન્યો, અને અનેક મુલકોને કબજે કરી 'શહેનશાહ'ના નામનું સાર્થક કરી તે શાંત રીતે પોતાના રાજ્યકારભાર ચલાવવા લાગ્યો.



## (૨૦) અરૂણાની મનોવ્યથા

**અ**રૂણાના હૈયામાં કાંઈ તનમનાટ મચી રહ્યો હતો. ઉદયસિંહના રાજ્ય રોહણના પ્રસંગને દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા, પણ ઉદયસિંહે અરૂણાની ખબર ન લીધી. ધીરે ધીરે દુશ્ચિન્તા, દુઃખ; નિરાશા વિગેરેથી અરૂણાનું મન વિચલિત થવા લાગ્યું.

અરૂણા વિચારવા લાગી, " શું મહારાજા મને વિસરી ગયા હશે ? કે એક મહારાણા બની જવાથી વારાંગનાની કન્યાને મેવાડમાં લઇ જતાં તેઓને તિરસ્કાર ઉપજતો હશે ? ગમે તે કારણ હોય, પણ મારા કર્મમાં જે વિરહવ્યથાની વેદના ભોગવવાની લખેલી છે, તે તો હું ભોગવું છુંજ ! હાય ! આવું દુઃખ મારા કર્મમાં લખાયલું

હતું તો શા માટે હું તે દિવસે સરોવરમાં ન ડુબી ગઇ ? મારે રાજાની રાણી બનવાની પણ ઇચ્છા નથી, મારે સુખ અને સંપત્તિ પણ નથી જોઇતી. સંસારના એવા નાના પ્રકારના ભોગ વિલાસની મારે જરૂર નથી, માત્ર એકજવાર મારા સ્વામીનાથના ચરણકમળનાં દર્શન કરવાને હું ઇચ્છું છું. શું મારી એ મનકામના ભગવાન પુરી નહિ કરે ! શું મારા મનનો ઉમંગ મારા મનમાંજ રહેશે ! શું મારા સ્વામીનાથના પાદ પદ્મનીની પૂજા કરવાનું સૌભાગ્ય મારી સરજતમાં નથી સરજાયું ? ”

આવા આવા શોકકારક અને ઉદ્વેગપૂર્ણ વિચારોના વમળનાં અરૂણા સપડાયલી રહેતી હતી. કદિ કદિ તે દિલ બહેલાવવાને માટે પુસ્તક વાંચવાને હાથમાં લેતી હતી, પણ તેમાં તેનું મન લાગતું નહોતુ. તેને સારૂં સારૂં ભોજન જમવાની પણ રૂચી થતી નહોતી. રાત્રે નિરાંતે ઉંઘ પણ નહોતી આવતી. નાનપણમાં અરૂણાને શિકાર ખેલવાનો ભારે શોખ હતો. અરૂણા કોઈ કોઇ વખત પોતાના મનને અન્ય કાર્યમાં પરોવવાને માટે જંગલમાં શિકાર ખેલવા નીકળી પડતી હતી.

પણ શિકારથી પણ અરૂણાના ચિત્તને શાંતિ થતી નહોતી. આપણી પાસે અમુક વસ્તુ ન હોય તો આપણને તેનું એટલું બધું કષ્ટ લાગતું નથી, પણ એક વસ્તુ આપણને આવી મળે, અને પછી તે હાથમાંથી જતી રહે તો આપણ મનને જે વેદના થાય છે. તે અસાધ્ય હોય છે. અમુક માણસ સાથે પોતાનું વાગ્દાન નક્કિ થઈ ગયું હોય, અને પછી અચાનક તે વાગ્દાન તુટી જાય તો તે બિચારી બાલીકાની મનોવેદના તેજ જાણી શકે છે? અન્ય કોઇ તે જાણવાને સમર્થ નથી. અરૂણાની પણ તેજ સ્થિતિ હતી, તેનાથી હવે વધારે વાર

શોભાતું નહોતું. એક દિવસે અરૂણાએ પુષ્કળ વિચારને અંતે ઉદય સિંહને એક પત્ર લખવાનો નિર્ણય કર્યો. બેચાર વાર પત્ર લખીને ફાડી નાખ્યા. પણ છેવટે તેણીએ પત્ર તૈયાર કર્યો અને તે અજીતાનંદ સ્વામી સાથે ચિત્તોડ તરફ રવાના કર્યો.



## (૨૧) સરોજનો આત્મત્યાગ.

અરૂણાના તનની જેવી હાલત હતી, તેવીજ આ બાજુ ઉદય સિંહના હૃદયની સ્થિતિ હતી. ઉદયસિંહે ધાર્યું હતું કે મહાત્મા અજીતાનંદ સ્વામીના ઉપદેશ પ્રમાણે રાજ્યસીંહાસન પ્રાપ્ત કરતાની સાથેજ અરૂણાને મેવાડમાં બોલાવી લઇ તેને રાજરાણી બનાવીશ. પણ અનેક કારણોને લીધે તે હજુ સુધી તેમ કરી શકયો નહોતો. મેવાડનો મહારાણો જાહેર રીતે એક વારાંગનાની કન્યાનું પ્રાણીગ્રહણ કરે, તે વાત મેવાડના મહારાણા અને તેની પ્રજા, એ સર્વને નીચું જોવડાવનારી હતી. એટલુંજ નહિ, પણ સરોજસુંદરીની પણ ઉદય-સિંહને બીક લાગતી હતી. આવાં સર્વ કારણોથી ઉદયસિંહ હજુ કાંઇ પણ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકયો નહોતો. પણ એક દિવસ એવો નહોતો જતો કે જ્યારે અરૂણા તેને હરપળે ન સાંભરતી હોય. અરૂણાના વિચારમાંને વિચારમાં રાજકાજની બાબતમાં ઉદય-સિંહનું લક્ષ લાગતું નહિં. સરોજસુંદરી સાથે પણ તે હસતે મુખડે મન મૂકીને વાત કરતો નહિ. રાત્રે તેને આરામથી નિંદ્રા પણ આવતી નહોતી. વિરહ રૂપી વૃશ્ચિક તેના હૃદયને ડંખી રહ્યો હતો. આ આંત-રિક વેદના જેને ન વીત્યું હોય તે શી રીતે જાણી શકે? કવિ દયા-રામે સત્ય કહ્યું છે કે "ઓદ્ધવજી છે અળગીરે, વાત એક પ્રેમ તણી."

જેને વિરહવ્યથાનો અનુભવ છે તેજ ઉદયસિંહની મનોવેદના કેટલી પ્રબળ હતી તે જાણી શકે તેમ છે.

ઉદયસિંહની આવી અવસ્થા થવાનું કારણ સરોજ કુમારી અનેક પ્રયત્નો છતાં પણ જાણી શકી નહિ, એક વખતે સરોજ સુંદરીની સખી લાવણ્ય કુમારી સરોજની પાસે આવી અને બોલી, " મેં સાંભળ્યું છે કે કાલે મહારાજાએ એક જોશી પાસે પોતાની હસ્તરેખા જોવડાવી છે."

સરોજઃ—" કોણે હાથ જોયા ?"

લાવણ્યઃ—" અજીતાનંદ સ્વામી નામના એક મહાત્મા ગઈ કાલે દરબારમાં આવ્યા હતા. તેમની સાથે કાલે મહારાજાએ એકાંતમાં ઘણો લાંબો વખત વાતચીત કરી હતી. તેણે મહારાજાને ઘણી અગત્યની વાતો જણાવી હતી. અને મહારાજાએ એક કાગળમાં તે સર્વ લખી લીધી છે."

સરોજઃ—" અજીતાનંદ સ્વામી હાલ અહીં છે કે કેમ ?"

લાવણ્યઃ-" ના ગઇ કાલેજ તેઓ અહીંથી પાછા ગયા છે."

સરોજઃ-" મહારાજાએ કાગળમાં શું લખી લીધું છે, તે તું જાણે છે ?"

લાવણ્યઃ-" ના, તે તો મને ખબર નથી. પણ તે કાગળ મહારાજાએ ઘરમાંજ રાખ્યો છે."

આ વાત સાંભળીને સરોજ ચારે બાજુ તે કાગળની તપાસ કરવા લાગી. ઉદયસિંહના ખાનગી ઓરડામાં પુષ્કળ તપાસને અંતે એક આલમારીના ખાનામાં મહારાણા ઉદયસિંહના શીરનામાવાળો એક પત્ર તેણીને જડી આવ્યો. સરોજે તે કાગળ ખોલીને વાંચ્યો તે પત્ર નીચે પ્રમાણે હતો.

**પ્રાણનાથ !**

ચિત્તને અધિક વ્યાકુળતાને લીધે આજે આ પત્ર આપની સેવામાં લખી મોકલવાનું સાહસ કરૂં છું. મારો તીરસ્કાર ન કરતાં કૃપા કરી આ દાસીનો પત્ર વાંચવા કૃપા કરશો. આપ મહારાજાધિરાજ છો, અસંખ્ય પ્રજાનું પાલણપોષણનો ભાર આપના હાથમાં છે, છતાં આ દાસી શા કારણોથી આપના સમક્ષ અપરાધિની થઇ પડી છે ?

આપનું સ્મરણ સદાને માટે આ કિંકરીના હૃદયમાં કોતરાઇ રહ્યું છે. કેવળ આપના વિચારથીજ મારા પ્રાણ ટકી રહ્યા છે. આપના વિયોગમાં હજી પણ મરવાનું મને દુઃખ નથી. પરમેશ્વરની પણ હું અપરાધિની છું, કારણ કે આપના સ્મરણમાંને સ્મરણમાં પ્રભુનું સ્મરણ કરવાનું પણ મને વિસ્મરણ થયું છે. તેમ છતાં પણ આ અભાગિનીના હૃદયની કોઇ પણ આશા પરિપૂર્ણ થઇ નથી. મારે રાણી બનવાની આકાંક્ષા નથી, માત્ર આપના સ્નેહની હું પ્યાસી છું. આપ આપના મહેલમાં રાખો એવું પણ હું ઇચ્છતી નથી. માત્ર આખા દિવસમાં એક વાર આપના મુખારવિંદનું દર્શન થાય એજ મારી અંતિમ ઇચ્છા છે.

અંતે આપને મારી એક નમ્ર પ્રાર્થના છે. આ પત્રના વાંચનથી જો આપને સ્હેજ પણ કષ્ટ થતું હોય તો આપને ઇશ્વરના સોગંદ આપીને કહું છું કે આ પત્રનો કાંઇપણ પ્રત્યુત્તર આપ આપશો નહિ. પછી મારે જે મારૂં કર્તવ્ય બજાવવાનું છે તે હું બજાવી લઇશ.

આપનું રાજ્ય અમર તપો અને સદા સુખ અને આનંદમાં આપ આપનો સમય નિર્વિઘ્ને નિર્ગમન કરો, એજ પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના.

**આપની નમ્ર દાસી,**

અરૂણા.

પત્ર વાંચતાની સાથેજ સરોજ સુંદરીનું વદન મ્લાન બની ગયું. તેણીની આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. લાવણ્યના ખભા ઉપર પોતાનો હાથ મૂકી સજળ નેત્રે, અને ગળગળે સાદે સરોજ બોલી, "લાવણ્ય! મહારાજા શા માટે સદાને માટે ઉદાસ રહે છે, તેનું કારણ હવે મને જણાયું છે. લે આ પત્ર વાંચ."

લાવણ્યે પત્રને વાંચ્યો. વાંચીને બોલી, "બ્હેન! તેમાં તમારૂં શું નુકશાન થવાનું છે? રજપૂત જાતીમાં એકથી વધારે લગ્નો થાય છેજ. રાજાલોક એક કરતાં વધારે સ્ત્રિઓ પરણે છે, એવો પરાપૂર્વથી ચાલતો આવેલો રિવાજ છે. "રાજાને ગમે તે રાણી, અને છાણાં વીણતી આણી" એવો પણ આ વિશ્વનો નિયમ છે. પછી આપને શું હરકત છે?"

સરોજઃ-"એ વાતથી તો મને સ્હેજ પણ દુઃખ નથી. આ લગ્નમાં એક ગુપ્ત રહસ્ય છે.-અરૂણા કોણ છે તે તું જાણે છે?"

લાવણ્યઃ-"પ્રયાગમાં આપણે જે બંગલામાં રહેતાં હતાં, તે બંગલાની નજીકમાં સરોવરના તીરની સામે બાજુએ જે મકાન હતું તે મકાનમાં અરૂણા રહેતી હતી અને ચિતોડનું રાજ્ય સીંહાસન પ્રાપ્ત કરવામાં મહારાણાને અપૂર્વ મદદ કરનાર વીરપુરૂષ કૃષ્ણલાલની તે પુત્રી થાય છે."

સરોજઃ-"શું તે અત્યંત સૌંદર્યવાન છે?"

લાવણ્યઃ-"મારામાં કવિત્વશક્તિ હોત તો હું સ્વર્ગની સુંદરીઓના સૌંદર્ય સાથે અરૂણાના અનુપમ સૌંદર્યની સરખામણી કરત."

સરોજઃ-"લુચ્ચી આ બધી વાત તું જાણતી હતી. ત્યારે શા માટે મને આજ સુધી કહી નહિ? તું પણ મારાપર પુરેપુરો પ્રેમ હવે નથી રાખતીને?" સરોજની આંખમાં આંસું ભરાઈ આવ્યાં.

લાવણ્ય આંસુ લ્હોતી લ્હોતી બોલી, "મહારાણી!...બેન!...મને શું ખબર કે અંદર આવાં ઉંડાં રહસ્યો ભરેલાં હશે? નહિ તો તમારાથી મેં કાંઇપણ વાત કદિ છુપાવી છે?"

સરોજઃ—"હશે, હવે થઈ ગયેલી વાતને વિસરી જવામાં સાર નથી. તું મારૂં એક કામ કરીશ?"

લાવણ્યઃ—"આપ ફરમાવો તે સર્વ કામ કરવાને હું સદા તૈયાર છું."

સરોજઃ—"જોજે, નહિ થાય."

લાવણ્યઃ—"મારાથી બનતો પ્રયત્ન કરીને પ્રાણાંતે પણ તમારૂં કાર્ય પાર પાડવામાં કદિપણ પાછી પાની કરીશ નહિ."

સરોજઃ—"વચન આપ જોઇએ!"

લાવણ્યઃ—"લો, આ વચન છે."

સરોજઃ—"મને અરૂણાને આણી આપ!"

લાવણ્ય આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગઇ. તે કાંઇપણ જવાબ દીધા વિના એકી થશે સરોજ સુંદરીના સામું જોવા લાગી, શું એમ બની શકે? પોતાની શોકયને હાથે કરીને બોલાવવાની કોઇ ઇચ્છા કરતું હશે? શું સરોજ ગાંડી તો નથી બની ગઈ?

લાવણ્યને અવાક ઉભેલી જોઇને સરોજ બોલી, "શું વિચાર કરી રહી છે?"

લાવણ્યઃ—"અરૂણાને અહીં આણીને તમે શું કરશો?"

સરોજઃ—"મારી એ ઇચ્છા છે કે અરૂણાને અહીં બોલાવીને મારૂં સર્વસ્વ તેને સમર્પણ કરી દઉં!"

લાવણ્ય;—"તમને તેમાં શું સુખ મળશે!"

સરોજઃ—"મને તેથી પરમાનંદ પ્રાપ્ત થશે. મહારાજને અરૂણાના મેલાપથી અત્યંત આનંદ થશે એ સ્વભાવિક છે. પોતાના સ્વામીને સુખી જોઇ કઈ સ્ત્રીને આનંદ નહિ થાય?"

લાવણ્યઃ-"જો તેમ છે, તો હું અરૂણાને તેડવા જવાને તૈયાર છું."

સરોજઃ-"પણ કદાપિ તે તારી સાથે ન આવે તો ?"

લાવણ્યઃ-"સમજાવીને, પટાવીને અગર ફોસલાવીને, હરેક પ્રયત્ન કરી હું અરૂણાને અહીં લાવવા પ્રયત્ન કરીશ."

સરોજઃ-"પણ આ વાત હાલ મહારાણાથી તદ્દન ગુપ્ત રહેવી જોઇએ. હું તને આજે આપણા સેનાપતી ઉપર એક પત્ર લખી આપું છું. તેઓ તને પાંચ વિશ્વાસુ માણસો તથા એક પાલખી અને તેને ઉંચકનારા માણસો આપશે. હું તને વાટખર્ચીને માટે સોના મહોરોની બે થેલીઓ આપું છું. આથી તું પ્રયાગ જઇને ત્યાંથી વિના વિલંબે અત્રે આવી શકીશ."

લાવણ્યને આ ગોઠવણ પસંદ પડી એક બે દિવસમાં આ બાબતનો સર્વ બંદોબસ્ત થઈ ગયો, અને લાવણ્ય અરૂણાને તેડવાને માટે નીકળી પડી:



## (૨૨) વિપત્તિના વાદળાં.

સરોજ સુંદરીએ આપેલો પત્ર લઇને લાવણ્ય ચિતોડગઢમાંથી નીકળીને પાલખીમાં બેસીને પ્રયાગ તરફ ચાલી. પાલખી ઉંચકનારા દશ ભોઇયો હતા, તથા લાવણ્યની રક્ષાને માટે પાંચ અસ્ત્રશસ્ત્રસજ્જીત રાજપૂત ઘોડે સ્વાર અંગરક્ષકો લાવણ્યની સાથે હતા. માર્ગમાં ઘણી લાંબી મુસાફરી કરતાં કરતાં અંતે છેક પ્રયાગરાજની નજીકમાં આ પ્રવાસી ટોળી આવી પહોંચી હતી. એકાદ દિવસની મુસાફરી પછી પ્રયાગ પહોંચી જવાય તેમ હતું. માર્ગની મુસાફરીથી દરેક જણ કંટાળી ગયાં હતાં, પણ હવે મુસાફરીનો અંત નજીક હોવાથી સર્વના ચહેરા ઉત્સાહ પૂર્ણ અને ઉત્તેજક દેખાતા હતા.

એક પહોર જેટલો દિવસનો વખત વીતી ગયો હતો. યમૂના નદીના કિનારા આગળના એક રસ્તા આગળથી આ મંડળીએ ચાલતાં ચાલતાં બપોરનો વખત થવા આવેલો હોવાથી આરામ લેવાને માટે એક સારૂં સ્થાન શોધવા માંડયું. પણ આ રસ્તાની ચારે બાજુ ઘણે દુર સુધી ગીચ ઝાડીવાળું વન આવેલું હતું, અને મનુષ્યોનું નિવાસ સ્થાન ત્યાં નહોતું. ચારે બાજુ ઝાડની ઉંચી ઉંચી ડાળીઓ પવનના ઝપાટાથી આમ તેમ જોરથી હાલી રહી હતી. આ સ્થળે આરામ લેવાની જોઇએ તેવી એક સારી જગ્યા શોધી કાઢીને ત્યાં આગળ પાલખી ઉંચકનારાઓએ પાલખી નીચે ઉતારી, અને ત્યાં બધાં થાક ખાવાને બેઠાં.

આજુબાજુના એકાંતનો લાભ લઇને લાવણ્ય કુમારીએ પાલખીના પડદા ખસેડી નાંખ્યા, અને કુદરતની મનોહર વનલીલાનું પ્રફુલ્લ ચિત્તે નીરિક્ષણ કરવા લાગી. આ વખતે જંગલમાં ફરથી એક માણસ આવતો જણાયો. લાવણ્યે પોતાના સાથીદારોને આ નવીન આગંતુક પ્રવાસીને આ જંગલનો કેટલો વિસ્તાર છે તે પૂછી લેવાને કહ્યું કે જેથી તેઓ ભોજન વિગેરેની સામગ્રી કયાં આગળ તૈયાર કરવી તે નક્કી કરી શકે.

ધીમે ધીમે નવિન પ્રવાસી પાલખીની નજીક આવી પહોંચ્યો. લાવણ્ય પાલખીની અંદર બેસી ગઈ. અને અંદરના પડદામાંથી નવા પ્રવાસીને મુગ્ધ નયને જોવા લાગી. પ્રવાસીનું મુખ જો કે રસ્તાની ધુળના ઉડવાથી મલિન થઇ ગયેલું હતું છતાં પણ તેનું ખીલતું સૌંદર્ય, અને મનોહર કાંતી સ્પષ્ટ જણાઈ આવતાં હતાં. તે યુવાન વયનો, બળવાન, અને સ્વરૂપવાન હતો, પણ તેણે ભગવાં વસ્ત્રો ધારણ કરેલાં હતાં.

તથા એક હાથમાં વાંસની જાડી ડાંગ પકડેલી હતી. તથા તેના પગમાં જોડા નહોતા.

યુવાન સન્યાસીને નમ્રતાથી પ્રણામ કરીને એક અંગરક્ષકે પૂછ્યું, "આ માર્ગ ઉપર આપ ઘણે દૂરથી ચાલ્યા આવો છો ?"

સન્યાસીઃ-"ના, આજ સવારથીજ આ માર્ગ પરથી હું ચાલ્યો આવું છું."

અંગરક્ષકઃ-"ગઇ કાલે આપનો શુભ નિવાસ કયે સ્થળે હતો?"

સન્યાસીઃ-"આપને એ વાત જાણ્યાથી શું લાભ થનાર છે? અમે તો જંગલના જોગી-રમતારામ-કહેવાઇએ. અમુક ઠેકાણે અમારૂં નિવાસસ્થાન હોતુંજ નથી. આજે અહીં, તો કાલે ત્યાં, એમ ચારે બાજુ ભ્રમણ કરવાનું મારૂં કર્તવ્ય છે, કેટલાક દિવસથી આ જંગલમાં મારો મુકામ હતો. આજે ઓચીંતી ઇચ્છા થઇ આવી એટલે આગળ ચાલવા માંડયું છે."

" આપ કૃપા કરીને મારા એક પ્રશ્નનો ઉત્તર આપશો ? "

" ખુશીથી પૂછો. "

" આ જંગલ આગળ ઘણું લાંબુ ને લાંબુ છે ? "

" હા, આ જંગલ આગળ ઘણું દૂર સુધી છે. "

" આ માર્ગે આગળ ઉપર વિશ્રાંતિ લેવા લાયક કોઇ સ્થળ આવે છે કે ? "

" અહીંથી થોડેક દૂર જવાથી એક ગામ આગળ તમે જઇ પહોંચશો ત્યાં એક ધર્મશાળા છે. ત્યાં તમે ખાઇ પીને આરામ લઇ શકશો. "

યુવાન સંન્યાસીની મધુર વાણી અને કોકિલ જેવો કંઠ સાંભ- ળીને લાવણ્યકુમારીની સાથે તેને વાર્તાલાપ કરવાની ઇચ્છા થઈ. પાલખીના પડદામાં પોતાનું ડોકું બહાર કાઢીને મંજુલ સ્વરે સંન્યા- સીને પુછ્યું, " આપને હરકત ન હોય તો જણાવશો કે આપ કયી બાજુ પધારો છો ? "

ત્યાં પડેલા એક ઝાડના હુંઠા ઉપર બેસીને સન્યાસી બોલ્યો, " વૃંદાવન તરફ જવાની મારી ઇચ્છા છે. "

" આપના પહેરવેશ પરથી લાગે છે કે આપ સંસારની ઉપા- ધિથી વિરક્ત છો. ઘણે ભાગે યુવાન પુરૂષોમાં આવી વિરક્તતા જ વલ્લેજ જોવામાં આવે છે. શું આપનું કોઈ પણ કુટુંબીજન નથી ? "

" ના. "

" આપે સંસારનો ત્યાગ કયારથી કર્યો તે જણાવવા કૃપા કરશો ? "

સન્યાસી આ પ્રશ્નનો ઉત્તર આપે તે પહેલાં પાછળની ઝાડીમાંથી ઓચીંતો એક બંદુક ફુટવાનો અવાજ આવ્યો, અને જોતજોતામાં એક રાજપૂત અંગરક્ષકના ખભામાં ગોળી પેસી ગઇ, અને તે ચત્તોપાટ જમીન ઉપર ઢળી પડયો. આ અકસ્માત પ્રકોપથી બધાં ચમકયાં, અને પાછળ ઝાડીમાં જોવા લાગ્યાં. સામેથી લગભગ પંદર ધાડપાડુઓની એક ટોળી હાથમાં બંદૂકો સાથે તે તરફ આવતી હતી. નજીક આવી પહોંચતાંજ તેમણે બંદુકના ઉપરા ઉપરી બાર કરવા માંડયા, અને પરિણામે બાકી રહેલા ચાર અંગરક્ષકો પણ ધરણી ઢળી પડયા. લૂંટારાઓની મોટી સંખ્યા, પર અને પોતાની ભયંકર સ્થિતિનો વિચાર કરીને પાલખી ઉંચકનારા ભોઇ લોકો ત્યાંથી પોતાનો પ્રાણ બચાવવાને માટે જંગલમાં મુઠીઓ વાળીને લાવણ્ય કુમારીને એકલી મૂકીને નાસી ગયા !

પોતાનો રસ્તો આવી રીતે મોકળો થઇ ગયેલો જોઇને ધાડ પાડુઓએ પાલખી આગળ પાછળ પડેલી સર્વ વસ્તુઓ પર લૂટ ચલાવવા માંડી. ચાર ધાડપાડુઓ લાવણ્યની પાલખી ઉંચકીને જંગલના એક છુપે રસ્તે થઇને ચાલવા મંડી ગયા! લાવણ્ય ભયંકર ચીત્કાર કરવા લાગી.

અલ્પ સમયમાં આ સર્વ ઘટનાઓ બની ગયેલી જોઇને યુવાન સન્યાસી કેટલીક વખત સુધી સુમસામ બનીને ઉભો રહ્યો. પછી ત્યાં મરણ પામેલા રાજપૂત અંગરક્ષકોમાંના એકના ત્યાં રખડતા ઘોડા ઉપર તે બેસી ગયો, તથા તેજ રક્ષકની તલવાર હાથમાં લઇને 'હર હર મહાદેવ!' નો પોકાર કરતો જે બાજુ લૂટારાઓ લાવણ્યની પાલખી લઇને જતા હતા તે બાજુ વીજળી વેગે દોડયો, થોડીક વારમાંજ તે લૂટારાઓની નજીક આવી પહોંચ્યો, તથા તેમને ઉદ્દેશીને બોલ્યો, "દુરાચારી ધાડપાડુઓ! થોભો! ધાડ પાડવાનો તમારો ધંધો છે તે કરો. પણ અબળાપર અત્યાચાર કરવાનું તમે ક્યાંથી શીખ્યાં છો? શું તમારો આ ધર્મ છે કે? પાપીઓ! એકદમ આ અસહાય અબળાને છોડી દો, નહિ તો હું તમને સર્વને ભયંકર શ્રાપ આપીશ. એક સન્યાસીનો શ્રાપ કદિ વૃથા જતો નથી, એ વાત લક્ષમાં રાખજો. પંદર હથિયારબંધ માણસો થઇને એક નિરાધાર અને અસહાય અબળાને અઘોર જંગલમાંથી ઉપાડીને લઇ જવામાં તમે તમારૂં શૂરાતન સમજો છો? કાલી માતાનો તમને ડર છે કે નહિ? એકદમ આ અબળાને છોડી દો!!"

"બેસ, બેસ, જોગટા!" એમ કહીને બધા લૂટારાઓ તેના ઉપર તુટી પડયા, અને સન્યાસીને પોતાની બંદુકોના કુંદાથી મેથીપાક જમાડવા લાગ્યા. તેઓ ગમે તેવા દુષ્ટ હતા છતાંપણ એક નિરાધાર

સન્યાસી ઉપર ગોળીબાર કરી શક્યા નહિ! ઉપરાઉપરી બંદુકોના મારથી સન્યાસી મૂર્છાવશ થઇને જમીન ઉપર તુટી પડયો.

લાવણ્યકુમારી જોરથી પોકાર કરવા લાગી. યુવાન સન્યાસીને પોતાના રક્ષણ માટે આવેલો જોઇને લાવણ્યનાં હૃદયમાં આશાના અંકુરો ઉગવા માંડ્યાં હતા, પણ અચાનક મામલો ફરવાઇ ગયેલો જોઇને તે નિરાધાર અને અસહાય અબળા ભયંકર રૂદન કરી જંગલને ગજવવા લાગી.

બરાબર તેજ સમયે "ગભરાશો નહિ! હમણાં દુષ્ટોનો નાશ કરીએ છિએ! એવા પોકાર જંગલની જુદી જુદી બાજુએથી સંભળાવા લાગ્યા. જોતજોતામાં તો ત્યાં આગળ લગભગ ૩૦ હથિયારબંધ માણસો આવી પહોંચ્યાં. ધાડપાડુઓ પણ જુસ્સાપર આવીને જોરથી લડવા લાગ્યા. પણ નવા માણસોની મોટી સંખ્યા આગળ તેમનું કશું ચાલ્યું નહિ. ટપોટપ તેમના માણસો જમીનપર પડવા લાગ્યાં. આવી રીતે પોતાના પક્ષની હાર થયેલી જોઇને બાકી વધેલા લૂટારૂઓ ત્યાંથી પલાયન થઇ ગયા.

અરૂણાનો ભય હવે તદન મટી ગયો. તેણીએ જોયું કે ત્રીસ માણસોની વચ્ચે એક યુવાન ઉમ્મરનો અત્યંત સ્વરૂપવાન યુવક તે સર્વના સરદાર તરીકે ઉભો હતો. આ યુવકનો ચ્હેરો ઘણોજ તેજસ્વી હતો, અને તેની ઉમ્મર ઉપરથી ભાગ્યેજ તે સોળ કે સત્તર વર્ષથી વધારે ઉમ્મરનો દેખાતો હશે. સર્વ લૂટારૂઓના જતા રહેવા પછી લાવણ્ય પાલખીમાંથી બહાર નીકળી. તે યુવક તરફ કૃતજ્ઞતા ભરી દૃષ્ટી કરી તે બોલી, "આપ ગમે તે હશો, પણ મારા જીવનદાતા, ધર્મ રક્ષક, અને સંકટમાં સહાય છો. આપની કૃપાને માટે હું આપની અત્યંત આભારી થઇ છું."

યુવકઃ—"સુંદરી ! તમે કોઇ કુળવાન કુટુંબનાં જણાઓ છો. આ ભયાનક વનમાં ડાકુઓના હાથમાં તમે શી રીતે સપડાયાં ?"

લાવણ્યઃ—"હું મારી સર્વ હકીકત આપને પછીથી સંભળાવીશ. પણ આપ અહીં આવી પહોંચ્યા, તે પહેલાં મારી રક્ષાને માટે એક સન્યાસી અહીં આવ્યા હતા. તે સન્યાસી મૂર્છાવશ થઇને અહીં પડયા છે. પ્રથમ આપણે તેમની તપાસ કરવી જોઇએ કે તેઓ જીવે છે કે નહિ ?"

આ વાત સાંભળીને તે યુવક અશ્વપરથી ઉતરી પડયો, અને લાવણ્યે બતાવેલા સન્યાસી નજીક ગયો. લાવણ્ય પણ પાલખીમાંથી બહાર નીકળીને તેની સાથે ગઇ. તે યુવાને સન્યાસીને તપાસ્યો, અને જોયું કે તે માત્ર બેહોશજ બનેલો છે. યુવકે તથા લાવણ્યે બીજાં માણસોની સહાયથી સન્યાસીને જાગ્રત બનાવવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો. તે પ્રયત્નમાં તેઓને તરતજ ફત્તેહ મળી, અને તાત્કાળીક ઉપાયોથી સન્યાસીને તરતજ ચૈતન્ય આવ્યું.

## (૨૩) પ્રેમનાં અંકુર.

**ઘ**નઘોર જંગલમાં લાવણ્યની વિપત્તિનાં વાદળાં દૂર કરી લાવણ્ય કુમારીના હૃદયમાં આશાનાં અંકુર પ્રકટાવનાર એ તરૂણ રાજ્યપૂત કોણ હશે તે જાણવાની વાંચકોને સ્વાભાવિક રીતે જીજ્ઞાસા થતી હશે અમે અગાઉ વાંચકોને જણાવી ગયા છિએ કે અરૂણાને શિકાર ખેલવાનો ભારે શોખ હતો. તે પોતાના વિશ્વાસુ અંગ રક્ષકોને લઇને કોઈ કોઇ વખત આજુ બાજુનાં જંગલોમાં શિકાર કરવાને નીકળી પડતી હતી. તે વખતે પુરૂષનો પ્રહેરવેશ તે પહેરી લેતી, અને સ્વપ્ને પણ કોઈ જાણી શકતું નહિ કે અરૂણા એક સ્ત્રી હશે !

આજે અરૂણા પોતાના અંગરક્ષકો સાથે શિકાર ખેલવા જંગલ માંથી નીકળી પડી હતી. પણ એટલામાં અચાનક દૂરથી એક અસહાય અબળાનો આર્તનાદ સાંભળવામાં આવતાં સંકટને સમયે તે કમનસીબ અબળાને સહાય થવાને માટે અરૂણા પોતાનાં માણસો સાથે ત્યાં આવી પહોંચી હતી, અને તેણીએ લાવણ્યને કેવી રીતે મદદ કરી ડાકુઓને નસાડી મૂક્યા તે આપણે ગયા પ્રકરણમાં જોઇ આવ્યાં છિએ. અસ્તુઃ આટલું જણાવીને હવે આપણે આપણી વાર્તામાં આગળ વધીશું.

તે તરૂણ સન્યાસીને શુદ્ધિમાં આવતો જોઇને સર્વને આનંદ થયો. પણ લાવણ્યકુમારીના હૃદયમાં જે આનંદ થયો તે વિલક્ષણ પ્રકારનો હતો, તેના મગજમાં અત્યારે કેવા વિચારો ચાલી રહ્યા હતા, તેના અંતરમાં અત્યારે કેવી ઉર્મીઓ ઉછળી રહી હતી, તે જણાવવું અશક્ય છે. અમારા ચતુર વાંચકો તે સારી રીતે સમજી શકયા હશે. તરૂણ સન્યાસીના શોભીતા વદન અને કાંતીમાન અંગના અંબારમાં લાવણ્ય મુગ્ધ બની ગઇ હતી. સદાની મોજીલી અને હસમુખી લાવણ્યના હૃદયમાં અત્યારે તેણીએ તેની આખી જીંદગીમાં ન અનુભવ્યો હોય એવો કાંઈ અવર્ણનીય આનંદ થઇ રહ્યો હતો. તે સસ્નેહ દ્રષ્ટીથી અને મુગ્ધ મનથી સન્યાસીના સામું જોવા લાગી.

આ બાજુ અરૂણા પણ એકાગ્ર ચિત્તથી યુવાન સન્યાસીના મુખ તરફ જોઇ રહી હતી. તેણીની ખાત્રિ હતી કે આ સન્યાસીનો ચ્હેરો તેણીએ અગાઉ જોયલો છે, પણ કયાં અને કયે પ્રસંગે, તે તેને યાદ આવી શકયું નહિ. તેણે પ્રથમ સન્યાસીને થોડુંક શીતળ જળ પાયું, અને પછી નમ્રતાથી બોલી, "આપનો પરિચય આપવા કૃપા કરશો ?"

અરૂણાનો પ્રશ્ન સાંભળીને સન્યાસીએ પોતાની સર્વ હકીકત કહી

સંભળાવી. તે સાંભળીને અરૂણા બોલી, "આપ શા કારણથી વૃંદાવન જતા હતા? વૃંદાવન જવામાં આપનો મુખ્ય ઉદ્દેશ શો છે?"

"મારા જીવનમાં કોઇ પણ પ્રકારનો ખાસ ઉદ્દેશ નથી."

"ત્યારે કૃપા કરીને આજ મારૂં મકાન પાવન કરવા તસ્દી લેશો?"

"આપ એક ગૃહસ્થાશ્રમી અને તરૂણ રાજપૂત છો, એટલે મારા જેવા માણસને આપના સહવાસમાં રહેવાનું પાલવે તેમ નથી, પણ આપના આજના અતુલ પરાક્રમથી મારી તેમજ આ અસહાય અબળાની સંકટ સમયે તમે જે મહાન્ સેવા બજાવી છે, તે તરફ જોતાં આપની માંગણીનો હું અનાદર કરૂં તો કૃતઘ્ન કહેવાઉં. માટે આપની માગણીનો હું પ્રસન્નતાપૂર્વક સ્વિકાર કરૂં છું."

પોતાના પ્રાણદાતા તરફ સાભાર દૃષ્ટીએ જોઇને લાવણ્ય બોલી, "તરૂણ રાજપૂત! આપે આજે મને લૂટારાઓના ત્રાસમાંથી બચાવીને જીવનદાન આપ્યું છે, તેને માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અને પરમકૃપાળુ પરમાત્મા પાસે સવિનય પ્રાર્થના કરૂં છું કે આપની ઉદારતાનો બદલો તમને અવશ્ય મળે.

અરૂણા પુરૂષના વેશમાં હતી, અને લાવણ્યને તે વાતની ખબર નહોતી, એટલુંજ નહિ, પણ પુરૂષના વેશમાં અરૂણાને લાવણ્ય ઓળખી શકતી નહોતી માટેજ તે આ પ્રમાણે અરૂણાને ઉદ્દેશીને બોલતી હતી. લાવણ્યનાં વચન સાંભળીને અરૂણા બોલી. "સુંદરી! આપની વાણી નમ્ર અને મધુર છે. તે માટે હું તમારો ઉપકાર માનું છું. તમે ક્યાં જવાને નીકળ્યાં હતાં?"

"હું પ્રયાગ તરફ જવાને નીકળી હતી."

"પ્રયાગમાં તમે શા ઉદ્દેશથી જતાં હતાં, તે હરકત ન હોય તો જણાવશો?"

"ઘણી ખુશીથી. હું ચિતોડના મહારાણા ઉદયસિંહના રાણીવાસમાંથી આવું છું, અને પ્રયાગમાં મહારાણા ઉદયસિંહની એક પરિચિત વ્યક્તિની સાથે મારે કાંઇક કામ હોવાથી ત્યાં જાઉં છું."

"તે વ્યક્તિનું નામ જણાવવામાં તમને કાંઇ હરકત છે?"

"તેનું નામ 'અરૂણા' છે, અને મહારાણા ઉદયસિંહની તે વિવાહિતા સ્ત્રી છે."

"અરૂણાને તમે ઓળખો છો?"

"હા; તેમને મેં પહેલાં ઘણી વખત જોયાં છે, અને અત્યારે જોઉં તો ઓળખી શકું."

"અરૂણાની પાસે તમે શા કામને માટે જતાં હતાં?"

"તેમને ચિતોડ લઇ જવા હું આવી છું."

"મહારાણા ઉદયસિંહે કોઈ પુરૂષને ન મોકલતાં તમારાં જેવાં એક સુંદરીને શા માટે તેડવા મોકલ્યાં?"

"મને મહારાણાએ નહિ, પણ મહારાણી સરોજ સુંદરીએ મોકલી છે. સરોજ સુંદરીની હું સહચરી થાઉં છું. અરૂણા વિરહથી મહારાણા ઉદયસિંહ સદા ઉદાસ અને અપ્રસન્ન રહે છે, અને રાજકાજમાં પણ તેમનું ચિત્ત ચોંટતું નથી. એટલે સુધી કે મહારાણા આહાર વિહાર નિત્ય કર્મમાં પણ અત્યંત અનિયમિત બની ગયા છે. મહારાણાની ચિત્તની શાંતિને માટે, અને તેને અંગે અરૂણા, સરોજ સુંદરી, તથા મહારાણા એ ત્રણે સુખી થાય, તે ઉદ્દેશથી મહારાણીએ મને અહીં મોકેલેલી છે."

"ઉદયસિંહ અને અરૂણાના ગુપ્ત વિવાહની વાત મહારાણીના જાણવામાં શી રીતે આવી?"

"અરૂણાનો એક પત્ર અચાનક મહારાણીના હાથમાં આવી ગયો હતો અને તેમાંથી આ બધી હકીકત જણાઇ હતી."

"મને એક વાતની સમજણ પડતી નથી. તમારાં મહારાણી એક સ્ત્રિ જાતી થઇને હાથે કરીને પોતાંની છાતી ઉપર શોક્યનું સાલ શા માટે ઉભું કરતાં હશે ?"

"આત્મત્યાગનો આદર્શ દર્શાવવાને માટેજ અબળા જાતી સરજાયલી છે. પોતાને અમુક હરકતો વેઠવી પડે; અને પોતાનું મહારાણી પદ ભલે જાય તેની અમારાં ઉદારહૃદયા મહારાણીને પરવા નથી. પોતાના સ્વામીના ચિત્તને શા ઉપાયે શાંતિ મળે, તેજ તેમનું ધ્યેય છે, શોક્યનું સાલ થવાથી પણ મહારાણા સુખી થતા હોય તો અમારાં મહારાણી તેથી સ્હેજ પણ દીલગીર થવાનાં નથી."

લાવણ્યનાં મુખથી સર્વ વૃત્તાંત સાંભળીને અરૂણાનું હૃદય આશ્ચર્ય, આનંદ અને કૃતજ્ઞતાથી પાદપૂર્ણ થઈ ગયું. પછી તે પેલા સન્યાસી તરફ ફરી. તે આતુર નયનથી એકે ટશે લાવણ્યકુમારીના સામું જોઇ રહ્યો હતો! અરૂણા ચતુર અને રસજ્ઞ હતી. બન્નેના મનનો ભાવ તે પામી ગઇ. ધીમેથી અરૂણા તે સન્યાસીની નજીક જઈ હસતાં હસતાં ધીમે સાદે બોલી, "મહારાજ! સંસારથી વિરક્ત બનીને વૃંદાવન જવાની વાત્તા કરો છો, ત્યાં શું પારકી સ્ત્રિઓનાં મુખનું દર્શન કરવા પધારો છો કે શું ?"

શરમથી પોતાની આંખો નીચી નમાવી દઇને સન્યાસી બોલ્યો, "ના, એમ તો નહિ. પણ ઇશ્વિરે આપણને આંખો આપી છે, અને આવું અનુપમ અને નિર્દોષ સુંદર વદન નજરની સામે ખડું હોય છતાં તે તરફ દ્રષ્ટીપાત ન કરવો, એ પ્રભુની એક ઉત્તમ કળાનો અનાદર કર્યો ગણાય! તમે પુરૂષ છો. અને મારો મનોભાવ સમજી શકશો!"

"ઠીક, એ વાત પછી થઇ રહેશે. પણ મને જણાવશો કે વૃંદાવન આપ શા કારણથી જતા હતા ?"

"કાંઈ ખાસ કારણથી નહિ. પણ એટલું તો ખરૂં, કે હવે મને પ્રયાગ પાછા જવાની જરૂર ઇચ્છા છે."

"તેનું શું કારણ ?"

"કારણ એજ કે જે અરૂણાની વાત હમણાં કરવામાં આવી, તે અરૂણાને મારે એક વાર જોવી છે. અરૂણા નામની એક બાળા નાનપણમાં મારી નજીકમાં રહેતી હતી, અને તે મને અત્યંત પ્રિય હતી. પણ અચાનક એક વખતે ડાકુઓ નદી કિનારેથી મારી એ બાલ સહચરીને ઉપાડી ગયા. તે દિવસથી હું ઘણા ભાગે આવીજ રીતે ફર્યા કરૂં છું. અરૂણા એ નામ મને બહુ પ્રિય લાગે છે. જ્યાં જ્યાં અરૂણાનું નામ સાંભળું છું ત્યાં ત્યાં હું અરૂણાની તપાસ કરૂં છું, પણ અત્યાર સુધી મને મારી બાલસહચરીનાં દર્શન થયાં નથી. હું જાતનો ક્ષત્રિય છું, અને મારે સગાં વ્હાલાં કોઈ નથી. એક મહાત્મા પુરૂષના ઉપદેશથી મારૂં મન આ સંસાર પરથી સાધારણ રીતે ઉઠી ગયું છે. પણ એક વાર અરૂણાનાં દર્શન કરવાની છેલ્લી ઉમેદ છે પછી ભાવિ જ્યાં લઇ જાય ત્યાં જવાની ઇચ્છા છે. હજુ સુધી અરૂણાનાં દર્શન કરવાને હું ભાગ્યશાળી બન્યો નથી, પણ મારી ખાત્રિ છે કે મારી એ મનોવાંછના પરમાત્મા એક વખત જરૂર સફળ કરશેજ."

અરૂણાના આનંદ અને આશ્ચર્યની હવે અવધિ થઇ ગઇ. તેણીએ પૂછ્યું, "આપનું નામ શુ ?"

"મારૂં નામ વિજયસિંહ !"

બાલપણમાં વિજયસિંહની સાથે ગુજારેલા તે સુખી અને નિર્દોષ દિવસોની અરૂણાને યાદ આવી. પોતાનો બાલસ્નેહી વિજયસિંહ આટલે લાંબે સમયે પોતાને મળ્યા તેથી તે ઘણીજ ખુશી થઇ, છેક બાલ્યાવસ્થામાં વિજયસિંહને જોયેલો હતો, અને તે વાતને લગભગ આઠ દશ વર્ષ વીતી ગયાં હોવાથી અચાનક અરૂણા વિજયસિંહને ઓળખી શકી નહોતી. અરૂણાના પુરૂષના વેશમાં હજી પણ વિજયસિંહ તો અરૂણાને ઓળખતોજ નહોતો.

શું વિધિની વિચિત્રતા! અને શોધવાને માટે એકને બદલે બે જણા દૂર દેશથી નીકળી પડ્યાં છે, તે પોતાની સામે વાતો કરે છે છતાં તેને નથી ઓળખી શકતાં! ખરેખર, કેટલીક વખતે સંસારની ઘટમાળમાં કેટલાક એવા વિચિત્ર પ્રસંગો બને છે કે તેથી આપણે આશ્ચર્ય પામીએ છિએ.



## (૨૪) પ્રયાગને પંથે.

સન્યાસી સાથે વાતો કરી રહ્યા પછી બધાએ પ્રયાગ તરફ જવાની તૈયારી કરવા માંડી. અરૂણાએ લાવણ્યને પૂછ્યું, "સુંદરી! આ વિકટ જંગલમાંથી પ્રયાગ તરફ જવાનો રસ્તો સ્હેજ લાંબો છે. તમારી પાલખી મારા માણસો લાવશે. તમને પાલખીમાં બેસતાં હવે કંટાળો આવશે. તમે મારી સાથે આવશો? હું તમને સહીસલામત અરૂણાના મકાન ઉપર પહોંચાડી દઇશ."

લાવણ્યઃ—"હું આવવાને તૈયાર છું. હવે મારે માટે તે સિવાય બીજો રસ્તોજ નથી. આપના મારી પરના અનેક ઉપકારોમાં તેથી વધારો થશે."

અરૂણા હસતાં હસતાં બોલી, "તે ઉપકારનો બદલો આપશો ?!

લાવણ્ય આશ્ચર્ય પામીને બોલી, "મારી પાસે તમને આપવા જેવું શું છે ?"

અરૂણાઃ–"તમારી પાસે ઘણુંએ છે. તમારૂં હૃદય મને આપશો ?!"

લાવણ્ય કુમારીએ લજ્જાથી પોતાનું શીર શરમથી નીચે ઝુકાવી લીધું. તેણીએ કાંઇ જવાબ આપ્યો નહિ. અરૂણા બોલી, "મારા અવિનયને માટે ક્ષમા કરજો. હું તો વિવાહિત છું અને તેથી તમારી સાથે મારાથી પાણી ગ્રહણ થઈ શકે તેમ નથી. પણ જો તમને હરકત ન હોય તો મને જણાવશો કે તમે વિવાહિતા છો કે અવિવાહિતા ?"

લાવણ્યે શરમાતાં શરમાતાં જવાબ આપ્યો, "હું અવિવાહિતા છું"

અરૂણાઃ "ત્યારે આ સન્યાસી તરફ શું એકાગ્ર ચિત્તથી ક્યારનાં જોઈ રહ્યાં હતાં ?!"

લાવણ્ય શરમની મારી લાલચોળ બની ગઇ. કાંઈ પણ જવાબ તેણે આપ્યો નહિ પણ એટલું તો તેણે જોઇ લીધું કે લાવણ્ય સન્યાસીની તરફ મુગ્ધ અને આતુર નયને વારંવાર નીહાળી રહી હતી.

લાવણ્યને ચુપ રહેલી જોઇને અરૂણાએ વાત બદલી નાખી અને બોલી, "હું તમને અરૂણાને ત્યાં સહીસલામત પહોંચાડવાની પ્રતીજ્ઞા કરી ચુકયો છું, હવે તમે મારી સાથે ચાલો. તમને ઘોડા ઉપર બેસતાં આવડે છે ?"

લાવણ્યઃ–"બરાબર નહિ"

અરૂણાઃ–"ત્યારે મારી પાછળ બેસી શકશો ?"

લાવણ્ય સ્હેજ હસતી હસતી બોલી, "હું ઘોડા ઉપર નહિ બેસું" એમ બોલીને લાવણ્યે સન્યાસી તરફ દૃષ્ટિ કરી, અને તેના મુખ પર કાંઇક શરમના શેરડા પડયા. ચતુર અરૂણા લાવણ્યના હૃદયની હાલત

સમજી ગઇ. તે બોલી, "ત્યારે એમ કહોને કે મારી સાથે ઘોડા ઉપર બેસતાં શરમ આવે છે ? ચાલો ત્યારે, આ સન્યાસી મહારાજના ઘોડા ઉપર બેસી જાઓ ! સન્યાસી બીચારા સંસારત્યાગી છે, અને તેમની સાથે બેસતાં તમને સ્હેજ પણ શરમ આવશે નહિ !! "

લાવણ્ય આનાકાની કરવા લાગી, પણ અરૂણાએ બળપૂર્વક તેનો હાથ પકડીને એક ઘોડા પર વિજયસિંહને બેસાડયો હતો, તેની પાછળ તેણીને બેસાડી દીધી, અને અરૂણા કેટલાંક માણસોને પાલખીની વ્યવસ્થા કરવાને રહેવા દઇને બીજાં માણસોને લઇને લાવણ્યકુમારી તથા વિજયસિંહને લઇને પ્રયાગ તરફ રસ્તે પડી.



## (૨૫) " અરૂણાનો અત્યાચાર ! "

વિજયસિંહ કોણ હતો તે વાંચકોને ફરીથી જણાવવાની જરૂર નથી. પહેલા પ્રકરણમાં અરૂણા જે બાલક સાથે વાતચીત કરતી હતી. તે બાલકને વાંચકો ભુલી ગયા નહિ હોય. તે બાલક તેજ વિજયસિંહ. અરૂણાનું હરણ થયા પછી પણ વિજયસિંહના સ્મરણ પટમાંથી અરૂણાનું ચિત્ર ભુસાયું નહોતું. અરૂણાની તપાસ કરવાને વિજયસિંહ સન્યાસીના વેશમાં દેશ પરદેશ ભ્રમવા લાગ્યો હાલ તે ફરતો ફરતો વૃંદાવન જતો હતો. ત્યાં અચાનક આવી રીતે અરૂણાનો મેળાપ થઇ ગયો હતો.

અરૂણા વિજયસિંહ અને લાવણ્યકુમારીને લઇને યોગ્ય સમયે પોતાના ઘર તરફ આવી પહોંચી, પૂર્વનું પરિચિત પ્રયાગ અને દુરથી દેખાતું સરોવર જોઇને લાવણ્યાના હૃદયમાં એક પ્રકારનો આનંદ થયો. અરૂણા પોતાના મકાન પર આવી પહોંચતાં લાવણ્યો એક

પ્રકારની નવાઈ લાગી કે અગાઉ આજ મકાનમાં અરૂણા રેહતી હશે કે કેમ? અરૂણા વિજયસિંહને બહારની બેઠકમાં બેસાડી લાવણ્યને પોતાની સાથે મકાનની અંદરનાં ભાગમાં લઈ ગઈ. પારકા પ્રદેશમાં એક અજાણ્યા યુવાન પુરૂષ સાથે એકલા તેના મકાનમાં પ્રવેશ કરતાં લાવણ્યકુમારીના હૃદયમાં સંકોચ ઉપજ્યો, અને તેને એક પ્રકારની ભીતિ લાગવા માંડી. તેણીના મનમાં નાના પ્રકારના તર્કવિતર્ક થઇ રહ્યા હતા. બુદ્ધિમતી અરૂણા લાવણ્યના મનોભાવને સમજી ગઇ, અને બોલી, " સુંદરી! એ મકાન મારૂં છે. પહેલાં આ મકાનમાં અરૂણા રહેતી હતી. આ વખતે તે કયાં છે તે હું જાણતો નથી. હવે અત્યારે તમે અત્રે નિર્ભય છો. મને જણાવો કે તમારી શી ઇચ્છા છે?" યાદ રાખજો કે આ મકાન મારૂં છે. અત્રે આપને સહાય થાય એવું કોઈ પણ નથી. માટે હવે સમજી જાઓ! બોલો, સુંદરી! મારી સાથે લગ્ન કરશો કે નહિ?"

અરૂણાનાં આવાં અત્યાચારરૂપ વચનો સાંભળીને લાવણ્યના હોશકોશ ઉડી ગયા. તેણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, અને ભયથી તે થરથર કંપવા લાગી. અરૂણાનો અત્યાચાર વધતોજ ગયો. લાવણ્યનો હાથ પકડીને તે બોલી, "સુંદરી! શા માટે રડો છો? જરાક મારા સામું તો જુઓ!"

અરૂણાએ લાવણ્યના અંગને સ્પર્શ કરતાંજ લાવણ્ય વીજળીનો ઝટકો લાગ્યો હોય તેમ ચમકી. તેનું શરિર પાણી પાણી થઇ ગયું. ક્રોધ અને ભયથી થરથર કંપતી તે સુંદરી બોલી, "વીર યુવક! આપને વીર કહેવા કે કેમ, તેનો પણ મને હવે વિચાર થઇ પડે છે. લુટારઓના ત્રાસમાંથી મને મુક્ત કરીને આપે મારાપર જે ઉપકાર કર્યો છે તેનો આવો અઘટિત બદલો લેવા આપ તૈયાર થયા છો એ

ખરેખર તમારે માટે શરમ ભરેલું છે. અત્યારે હું તમારે આશરે એકલી અટુલી અને નિરાધાર સ્થિતિમાં આવી પડી છું. તેનો આવો અત્યંત તીરસ્કારને પાત્ર લાભ લેવા તમે તૈયાર થયા છો, તે એક ક્ષત્રિય યુવકને બીલકુલ છાજતું નથી. અત્યારે જો કે હું અસહાય છું, અને તમારા મકાનમાં છું, છતાં સર્વનો સહાયક શ્રી પરમાત્મા જરૂર મારી સહાય કરશે. શું આ અનુચિત વર્તન આપને છાજે છે? આપ કેવી પ્રતિજ્ઞા કરીને મને અહીં લાવ્યા હતા? ક્ષત્રિય થઈને તમારી પ્રતીજ્ઞા પર પાણી ફેરવવાને તમે તૈયાર થયા છો તે એક ક્ષત્રિયના નામને લાજ લગાડનારૂં છે. તે ક્ષત્રિયપણા પર હજારો ફીટકાર હજો!"

અરૂણા:—"મેં શી પ્રતિજ્ઞા કરી હતી?"

લાવણ્ય ક્રોધથી બોલી, "શું તમારી પ્રતિજ્ઞા પણ તમે ભુલી ગયા? શું તમે એમ નહોતું જણાવ્યું કે જે અરૂણાને હું તેડવા આવી છું તે અરૂણાને ત્યાં મને તમે પહોંચાડી દેશો?"

અરૂણા હસતી હસતી બોલી, "ગભરાશો નહિ, લાવણ્યકુમારી! તમારી અરૂણાને હમણાંજ તમારી સામે ખડી કરી દઉં છું."

એમ બોલીને અરૂણાએ માથા પરથી ફેંટો નાંખ્યો. કાળી નાગણના જેવા વાળ ખભા પર ચારે બાજુ સરી પડયા. તરતજ અરૂણાએ અંગરખું અને પાયજામો વિગેરે સર્વ વસ્ત્રો કાઢી નાખ્યાં. અંદરથી અરૂણાનાં સ્ત્રિજાતીનાં સર્વ વસ્ત્રો દેખાવા લાગ્યાં. અરૂણાએ સામેના આયનામાં જોઇને પોતાનો સર્વ પુરૂષનો પોશાક કાઢી નાંખીને પોતાનો સ્ત્રિનો પોશાક બરોબર પહેરી લીધો. પછી લાવણ્યની નજીક આવી તેણીના ખભા પર હાથ મૂકીને બોલી, "હવે તો તમે મને ઓળખી

મુક્યાં હશો કે હુંજ અરૂણા છું! હું પુરૂષ નથી, પણ તમારૂં સૌંદર્ય જોઇને મને પુરૂષ બનવાની પ્રબળ ઇચ્છા થાય છે!"

હવે લાવણ્યનો સર્વ ભય નાશ પામ્યો હતો. મુસ્કેરાઇને તે બોલી," આપનાં જેવા કાંતીમાન યુવકની સહચરી થવાની હું પણ ઇચ્છા કરી રહી છું!"

ધીમેથી લાવણ્યના ગાલ પર એક ધીમી લપડાક મારીને અરૂણા બોલી, "એક મ્યાનમાં બે તલવાર કેમ સમાશે? મારી સાથે લગ્ન કરવાને તૈયાર થશો ત્યારે પેલા સંસાર ત્યાગી સન્યાસી મહારાજનો સંસાર કોણ માંડશે?"

લાવણ્ય કાંઇપણ ન બોલતાં નીચું જોઇ રહી, વાતનો વિષય બદલીને અરૂણા બોલી "મહારાણા મને યાદ કરે છે, અને મહારાણી સાહેબે તમને લેવા મોકલ્યાં છે એ વાત જાણીને મને પરમ સંતોષ થાય છે. તમોજ મારી આશાનું પ્રકાશિત કિરણ છો. તમને હું તેના બદલામાં શું ઇનામ આપું?"

"મને જીવનદાન આપ્યું તેથી શું વિશેષ ઇનામ મને આપવા માગો છો?"

"તેમાં તો મેં મારી ફરજ બજાવવા સિવાય બીજું કશું કર્યું નથી. પણ તમને આપવાને માટે મારી પાસે એક બીજી ઘણી ઉત્તમ વસ્તુ છે. તમે તે સ્વિકારશો?"

"જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા કોણ જશે? આપણે બન્ને એક બીજાનાં મિત્ર બન્યાં છિએ. તેની યાદગીરીમાં તમારા તરફથી જે કાંઇ ઇનામ મળશે તે હું આનંદપૂર્વક સ્વિકારીશ."

"જો જો ! ક્ષત્રિય થઇને આપેલી પ્રતિજ્ઞાથી ફરી નહિ જવાય ! જરૂર મારા આપેલા ઇનામનો સ્વિકાર કરવો પડશે !"

"હું પ્રતિજ્ઞા કરૂં છું કે તમારા આપેલા ઇનામનો હું ખુશીથી સ્વિકાર કરીશ. પણ મને જણાવો તો ખરાં કે તમે ઇનામમાં શું આપવા માંગો છો ?"

"તે વસ્તુ તમને પણુ અત્યંત પ્રિય થઇ પડશે એવી મારી ખાત્રિ છે. તે વસ્તુ એક ખુબસુરત તંદુરસ્ત અને જ્ઞાની યુવક છે, કે જેણે આજે તમારી રક્ષા માટે પોતાની જીંદગીને જોખમમાં નાંખી હતી. તે સન્યાસી જાતે રાજપૂત છે, અને તે મારો પૂર્વ પરિચિત છે."

ત્યારબાદ અરૂણાએ વિજયસિંહની બાલપણુથી અત્યાર સુધીની તમામ વાતો અક્ષરે અક્ષર કહી સંભળાવી. લાવણ્યે સર્વ વાત સાંભળીને શરમાતાં શરમાતાં જવાબ આપ્યો, "જો મારી સાથે ચિતોડ આવે તો હું તમારૂં આપેલું ઇનામ સ્વિકારવાને તૈયાર છું !"



## ( ૨૬ ) ચિત્તની ચોરીની તેની શિક્ષા !

લાવણ્ય કુમારીને આવી રીતે આશ્વાસન આપીને ત્યાંથી બહાર આવી. પ્રથમ તો અરૂણાને સ્ત્રિ વેશમાં બહાર આવેલી જોઇને વિજયસિંહને ઘણું આશ્ચર્ય થયું. પણ પછી તેણે પોતાની બાલસહચરીને તરતજ ઓળખી લીધી. અરૂણા બોલી, "વિજયસિંહ ! હવે તમે મને ઓળખી ચુકયા હશો. હુંજ તે આપની અભાગિની બાલસહચરી છું. જે નિરાધાર બાલિકાને માટે માત્ર નિઃસ્વાર્થ સેવા અને પરોપકારને વશ થઇને તમે મૂશળધાર વરસાદમાં અનાજ લેવાને ગયા હતા, અને જે અસહાય બાલિકાને ચાંચીયાઓના હાથથી બચાવવાને માટે

માત્ર દયાને ખાતરજ તમે નદીના ભયંકર પ્રવાહમાં ભર ચોમાસામાં તુટી પડયા હતા, તેજ અભાગિની અરૂણા કાળના પ્રબળ પ્રભાવને વશ થઈ અત્યારે તમારી પાસે ઉભી છે. અંતઃકરણનો અવાજ પરમાત્મા અવશ્ય સાંભળે છે. તમને મળવાની મારી પણ ઉત્કટ ઇચ્છા હતી, અને તમે પણ મારી શોધ કરવાને દેશાટન કરવા નીકળી પડયા હતા, તેથી આપણો બન્નેનો દૈવયોગે આખરે મેળાપ થયો છે."

વિજયસિંહ અરૂણાના વચન સાંભળીને ઘણો સંતોષ પામ્યો. ધીમે સ્વરે તે બોલ્યો, "અરૂણા! અરૂણા! દશ વર્ષ અગાઉ નાનપણમાં તારા સુંદર મુખની જે શોભા હું જોતો હતો, તેટલીજ નહિ, પણ તેથી પણ વિશેષ શોભા અત્યારે તારા સૈંદર્યની નિહાળીને મને પરમાનંદ થયો છે. અરૂણા! આ મકાન કોનું છે? પુરૂષના વેશમાં તું કેમ જંગલમાં નીકળી પડી હતી? તારી સર્વ હકીકત મને કહી સંભળાવ."

અરૂણાએ નદીના કિનારે પોતાના થયેલા હરણથી માંડીને આજ સુધીની તમામ હકીકત વિજયસિંહને કહી સંભળાવી. તે સર્વ સાંભળીને વિજયસિંહ બોલ્યો, "આજ મારા જીવનની સર્વ આશાઓ પૂર્ણ થઇ ગઇ અરૂણા! આ સુખી દિવસ મારા ભાગ્યમાં જોવાના લખ્યો છે તેથી મને પરમાનંદ પ્રાપ્ત થયો છે. તું ઉદયસિંહ જેવા પ્રતાપશાળી મહારાણાની પત્ની થઇશ એ વિચારથી મારા આનંદની અવધિ થાય છે, હવે મારી સર્વ આશા ફળીભૂત થઇ ગઇ છે. હવે હું મારો માર્ગ લઇશ,"

અરૂણાઃ—"હવે કયાં જાય? હવે તો મારી જોડે તમારે ચિતોડ આવવું પડશે!"

વિજયસિંહઃ-“ ચિતોડ ? શું કરવા ? ”

અરૂણાઃ-“તમે ચોરી કરી છે, તેની શિક્ષા ભોગવવા ! તમને જરૂર બેડીઓ પહેરાવીને કેદ કરવા પડશે ! ”

વિજયસિંહઃ-‘મેં ચોરી કરી છે ? આ તો ખરેખર નવાઇની વાત છે ! ”

અરૂણાઃ-“ તમે મારી લાવણ્યકુમારીનું ચિત્ત ચોરી લીધું છે! અને તે ચોરી કરવાને માટે તમને તેનાં લગ્ન રૂપી પરતંત્રતાની બેડીમાં જકડવાની શિક્ષા કરવામાં આવશે ! ! સન્યાસી મહારાજ ! હવે સન્યાસી મટીને સંસારી બન્યા સિવાય તમારો છુટકો નથી, હું સંસારના બંધનોમાં જોડાઉં, અને તમે છુટા રહી સ્વચ્છંદે મહાલો, તે તમારી બાલસહચરી સહન કરી શકે તેમ નથી. માટે હવે તમારે લાવણ્યકુમારીની સાથે લગ્ન કર્યા વગર કદિ પણ ચાલનાર નથી. તમે ધનને માટે જરાક પણ ચિંતા કરશો નહિ. ઇશ્વરકૃપાથી મારી પાસે પુષ્કળ ધન છે. માટે મારૂં આટલું કહ્યું તમારે સ્વિકાર્યા સિવાય ચાલે તેમ નથી. જો ન માનો તો તમને તમારી અરૂણાના સોગંદ છે ! ”

વિજયસિંહઃ—“ ભાગ્યની કેવી વિચિત્ર ગતિ છે ! અરૂણા ! એક સાધુ પુરૂષના ઉપદેશથી હું સંસાર ત્યાગી બની ગયો છું. મારે લગ્ન કરવાની સ્હેજ પણ ઇચ્છા નથી. છતાં પણ તારી પ્રબળ ઇચ્છા છે, અને લાવણ્ય કુમારી રાજી હોય તો મારે ના નથી. અરૂણા ! હું અસત્ય નહિ બોલું. લાવણ્યના સૌંદર્યથી હું પણ ઉન્મત્ત તો બનેલોજ છું ! ”

વિજયસિંહ અને લાવણ્ય કુમારીનો વાગ્દાન સંકલ્પ બીજે દિવસે

કરવામાં આવ્યો, અને ચિતોડ જઇને લગ્ન કરવાનું રાખ્યું. ત્રીજે દિવસે અરૂણા, વિજયસિંહ, અને લાવણ્ય કુમારી પોતાનાં માણસો તથા બીજા રસાલાને લઇને ચિતોડ તરફ પ્રયાણ કરી ગયાં.



## (૨૭) ભારતલલનાનો ભરથાર.

સુખ કયાં છે? સુખ મનમાં છે. ધનમાં સુખ નથી, ઐશ્વર્યમાં સુખ નથી, રાજ્યમાં પણ સુખ નથી. સુખ માત્ર મનનું કારણ છે. ધનના ઢગલા ઉપર બેસીને આખો દિવસ ચિંતામાંને ચિંતામાંજ તમારો વખત વહી જતો હોય તોએ ધનના ઢગલામાં આગ લાગજો!! તેના કરતાં જેના ચિત્તમાં શાંતિ હોય તેવો ગરિબ માણસ હજાર દરજ્જે સુખી છે. મુલકના મુલકો પર હકુમત ચલાવવાની મળે, છતાં પણ રાતદિવસ ભય, ચિંતા, વિગેરે શત્રુઓનાથી વીંટળાયલા રહો, તો તેના કરતાં પોતાની સખત મેહનતથી રોટલો મેળવતો ખેડુત તેમનાથી ઘણોજ ઉત્તમ છે. શ્રીમંતાઇમાંજ સુખ સમાયલું નથી. સત્તામાંજ સર્વ સુખની સીમા નથી આવી. એટલાજ માટે વિદ્વાન પુરૂષો કહે છે કે સુખ બીજે કોઇપણ ઠેકાણે નથી, પણ સુખ મનમાંજ છે. જે હમેંશા પોતાના મનમાં સુખી રહે છે તેજ ખરૂં સુખ છે.

પૈસાદારને પોતાની મિલ્કત ચોરાઇ જવાની ચિંતા રહે છે, રાજાને શત્રુના હાથે પોતાની સત્તાનો વિનાશ થવાનો ભય રહે છે, સૌંદર્યને ઇર્ષારૂપી અગ્નિમાં વળગેલો છે, પ્રેમનાં નિરાશા છે, પ્રણયમાં વિરહ રહેલો છે, અને "ભગવદ્ભજનમાં પણ શુષ્કતા છે. આખો

સંસાર ભ્રમમય છે. ત્યારે આપણે આપણા મનને મૂકીને બીજે ઠેકાણે સુખની શોધમાં રખડીએ તો તેમાં આપણો પ્રમાદ સિવાય બીજું શું હોઈ શકે ?

ઉદયસિંહની પણ આજ સ્થિતિ હતી. તે ધનવાન, સમૃદ્ધિવાન, અને સત્તાવાન હોવા છતાં સુખી નથી. ઉદયસિંહ ધારતો હતો કે રાજ્યપ્રાપ્તી પછી રાજકાજના કાર્યમાં તે સુખી બની જશે, પણ અરૂણાની વિરહવ્યથા આઠે પહોર તેને સાલતી હતી સરોજસુંદરી મેવાડની મહારાણી બની છે, છતાં પણ તે સુખી નથી. જે પતિવ્રતા સ્ત્રિનો સ્વામી સુખી નથી, તે સ્ત્રીને સુખનું સ્વપ્ન પણ ક્યાંથી આવે ? કેવળ પોતાના સ્વામીના સુખને ખાતર આ ઉદારચિત્ત અબળાએ પોતાના સુખના માર્ગ ઉપર શોકરૂપી શળના કાંટા વાવ્યા હતા. પોતે સ્વામીના સુખને માટે પોતાનું સર્વસ્વ સમર્પણ કરવા જેટલી હદ સુધી ઉદાર થઇ હતી, છતાં સરોજસુંદરીનું ચિત્ત અનેક આશંકાઓથી ભરપુર રહેતું. મહારાણાની આજ્ઞા સિવાય આ કામ કર્યું છે, તે માટે મને તેઓ ઠપકો તો નહિ આપે ? જો કે મહારાણાને મનગમતી આ વાત છે, છતાં પણ તેમની અનુમતિ સિવાય આ કાર્ય મેં કરેલું હોવાથી સ્વામીના વિશ્વાસથી તો હું વંચિત નહિ બનું ? આવી અમંગળ અને ઉદ્વેગપૂર્ણ આશંકાઓથી સરોજસુંદરી માનસિક વ્યથાથી પીડાતી હતી.

આવી શંકાઓની સમાધિમાં મસ્ત બનીને પોતાના મહાલયમાં સરોજસુંદરી એક દિવસ બેઠી હતી, એટલામાં ઉદયસિંહ ત્યાં આવ્યો. સરોજસુંદરીને શોકમય સ્થિતિમાં જોઇને પ્રેમપૂર્વક શબ્દોમાં નમ્રતાથી મહારાણા બોલ્યા, “રાણી ! શી ચિંતામાં ચકચુર બન્યા છો ? તમે પ્રતીજ્ઞા કરી હતી કે જ્યાં સુધી હું રાજ્યસિંહાસન નહિ મેળવું ત્યાં

સુધી તમે સોના મોતીના દાગીના પહેરશો નહિ. સુંદરી ! પરમાત્માની પૂર્ણ કૃપાથી અને તારા નિષ્કલંકિત ચારિત્ર્ય અને પાતિવ્રત્ય પ્રભાવથી એ તારી મનોકામના પુરી થઇ છે. મેં પણ પ્રતીજ્ઞા કરી હતી કે મેવાડની રાજ્યલગામ પુરેપુરી મારા હાથમાં આવી જશે એટલે મારી સરોજસુંદરીને મારા હાથથી સર્વ આભૂષણો પહેરાવી, તેનું અનુપમ સૌંદર્ય નિહાળીશ. મારી એ પ્રતિજ્ઞા પુરી કરવા દરરોજ હું તારી તરફ જોઉં છું. પણ તું હંમેશાં ચિંતામગ્ન જણાય છે. આથી હું આટલા દિવસ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી શક્યો નહોતો. પણ આજે મારે મારી પ્રતીજ્ઞા પૂર્ણ કરવી છે. પ્રિયે ! તારી દીલગીરી દૂર કર. ચિંતાનો ત્યાગ કર. મારા હાથેથી આ બહુમૂલ્ય આભૂષણો તારા અંગ ઉપર ધારણ કરી લે !"

એમ બોલીને ઉદયસિંહે પોતાને હાથે આભૂષણોની પેટી ખોલીને અંદરથી તેજદાર આભૂષણો બહાર કાઢ્યાં, અને સરોજ સુંદરીને પહેરાવવાની તૈયારી તેણે કરવા માંડી. સ્વામીનો અપાર પ્રેમ, તેનાં મીઠાં અને સ્નેહભર્યાં વચનો, એ સર્વથી સરોજ ગળગળી થઇ ગઇ. તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. ઉદયસિંહના ચરણોમાં પડીને સરોજ રડતાં રડતાં બોલી, "પ્રાણાધાર ! જીવનેશ્વર ! હું આપની અપરાધિની છું. મેં આપનો અવિશ્વાસ કર્યો છે. હૃદયેશ્વર ! મારા અપરાધની ક્ષમા કરો ! એમ કહી ચોધાર આંસુવડે ઉદયસિંહનાં ચરણો સરોજ ભીંજવવા લાગી.

ઉદયસિંહે માનસહિત સરોજ સુંદરીને ઉભી કરી પોતાના બાહુ-પાશમાં લપેટી લીધી. પ્રેમનાં મીઠાં અને મધુરાં ચુંબનો વડે સરોજ સુંદરીના સુંદર કપોળ પ્રદેશપરનાં મોતીના દાણા જેવા આંસુનાં બિંદુ લ્હોતો લ્હોતો સ્નેહભર્યાં સાદે બોલ્યો. "પ્રિયતમા ! તારા જેવી સુંદર

અને નિર્દોષ નાર કદિપણ મારો અપરાધ કરેજ નહિ. છતાં જો તેં મારો અપરાધ કર્યો હોય તો મારા જીવનની આ અલ્પ સમયની સુખી પળોનાં સંસ્મરણો તરીકે તારા તે અપરાધની તને અત્યારથીજ ક્ષમા આપું છું ! વ્હાલી ! શા કારણે આટલી બધી અકળાય છે ? તું મુઝાઇશ મા. મને નિસંકોચપણે તારે જે કહેવું હોય તે કહી નાંખ. હું તારા ઉપર સ્હેજ પણ ગુસ્સે નહિ થાઉં ”

“ પ્રાણનાથ ! મેં એક ભયંકર ભુલ કરી છે. આપની અનુમતિ સિવાય મેં આપનો એક પત્ર છુપી રીતે વાંચી લીધો છે. ”

“ તે પત્ર કોનો હતો ? ”

“ અરૂણાનો ! ”

“ પ્રિયે ! તેમાં તો હુંજ તારો અપરાધી છું. તારો મેં અપરાધ કરેલો હોવાથીજ એ પત્ર દેખાડવાનું સાહસ હું કરી શકતો નહોતો. તેટલાજ માટે મેં તેને છુપાવી રાખ્યો હતો. તેથીજ તને આટલું બધું કષ્ટ થાય છે ને ? ”

“ ના, સ્વામીનાથ ! માત્ર એજ વાતથી નહિ પણ આપની આજ્ઞા સિવાય મારી પોતાનીજ મરજીથી અરૂણાને અહીં તેડી લાવવાનો પ્રબંધ કર્યો છે.! ”

“ શું કરે છે ! ત્યાં તેં કોને મોકલ્યો છે ? ”

“ મારી સખી લાવણ્યકુમારીને મોકલી છે. ”

“ તેં શું કરવા તેમ કર્યું ? ”

“ આપના ચિત્તને પ્રફુલ્લ કરવા. સ્વામી સુખ નીહાળવા. ”

ખિન્ન વદને ઉદયસિંહ બોલ્યો, “ તેં ઘણું અનુચિત કાર્ય કર્યું

છે. તેં મારી અનુમતિ સિવાય તેને બોલાવી, તેમાં તો તારો રહેજ પણ દોષ નથી, પણ તેના અહીં આવવાથી અનેક ઉત્પાત થશે ”

“ કેવા પ્રકારનો ઉત્પાત થસે ? મારી ખાત્રિ છે કે અરૂણાના આગમનથી આપ અવશ્ય પ્રસન્ન થસોજ. ”

“ જો એમજ હોત કે તેના આવવાથી હું–પ્રસન્ન થાત તો, આટલા દિવસ સુધી તેની ચિંતામાં હું શરિર સુકવી નાંખત ! તેને અહીં લાવત નહિ ? તને અરૂણાની સ્થિતિ માલમ નથી. નહિ તો તું જરૂર તેને બોલાવત નહી. ”

“ તેની શી સ્થિતિ છે ? ”

“ તે વારાંગનાની કન્યા છે ! અરૂણા ક્ષત્રિય પુત્રી નથી. તેના કલંકિત કુટુંબને લીધે અરૂણા સૌંદર્યવાન, સમૃદ્ધિવાન, અને પ્રભાવશાળી હોવા છતાં મારા સર્વ સરદારો, સામંતો અને ભાયાતો તેના તરફ ઘૃણાની નજરથી જોત. મારી મેવાડની પ્રજા એક વેસ્યાની પુત્રીને મારી પ્રેમપાત્ર બનેલી જોઇને મારી અને અરૂણા બન્નેની હાંસી કરત. મારા પર કોઇનો પ્રેમ રહેત નહિ. મારું સન્માન ઘટી જાત. આ સર્વ બાબતોનો વિચાર કરીને અરૂણા મને અત્યંત પ્રિય છતાં, તેના વિરહમાં મારી આવી સ્થિતિ થવા છતાં હું અરૂણાને બોલાવવાનું સાહસ કરી શક્યો નહોતો. સરોજ! ધન્ય છે, તારા સૌંદર્યને, ધન્ય તારી પતિ ભક્તિને ! સ્વામીના સુખને ખતર તું તારું સર્વસ્વ સમર્પણ કરવાને તૈયાર થઇ છે, તે વાત હું કદિ ભુલી શકીશ નહિ. પવિત્રતા અને આત્મત્યાગની તાદૃશ્ય પ્રતીમા ! તારા નિઃસ્વાર્થ પ્રેમને માટે તારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે, સરોજ! વ્હાલી ! તારા આ ઉદાર કાર્યથી તારે રહેજ પણ દીલગીર થવાનું કારણ નથી, પણ ખરી દીલગીરી તો મારે દર્શાવવાની છે કે તારા આવા સૌંદર્યનો પણ સંપૂર્ણ લાભ લેવાને હું શક્તિવાન થઇશ નહિ.”

ઉદયસિંહની આ સર્વ આશ્ચર્યજનક વાતો સાંભળીને સરોજસું-દરીના હૃદયમાં જબરો આઘાત થયો. તેણીએ ધાર્યું હતું કે અરૂણા રાજપૂત કન્યા છે, અને તેનું કુળ સૂર્યની કાંતિ સમાન ઉજ્જવળ છે. પણ હવે જ્યારે પોતાના પતિએ એક અત્યંત નીચા કુળની કન્યા સાથે પ્રેમ સંબંધ બાંધ્યો હતો તે વાત તેના જાણવામાં આવી, ત્યારે તે અત્યંત દુઃખી થઇ. તેની આંખોમાંથી આંસુઓની પ્રબળ ધારા વહેવા લાગી. તે કાંઈ પણ પ્રત્યુત્તર આપી શકી નહિ. માત્ર આંખોમાંથી નીકળતાં ઉષ્ણ આંસુઓના વહેવાથી ઉદયસિંહનું વિશાળ વક્ષઃસ્થળ ભીંજાવા લાગ્યું.

ઉદયસિંહ બોલ્યો, "પ્રિયે! હવે ઢોળાયલા દુધ ઉપર વિલાપ કરવો મિથ્યા છે. થઇ ગયલી વાતને વિસરી જવામાં સાર છે. હવે માત્ર એકજ રસ્તો બાકી રહ્યો છે."

સરોજ અશ્રુભરેલી આંખો સાથે બોલી, "તે શો રસ્તો છે?"

ઉદયસિંહઃ—"અરૂણાની ખરી હાલત કોઇને અહીં માલમ નથી. હું તેના કુળનું કલંક છુપાવીશ. તેના કુટુંબ સંબંધી કાંઇ પણ વાત કોઈના મ્હોડે હું કહીશ નહિ. કેમ? આ ગોઠવણ તને કેવી લાગે છે?"

સરોજસુંદરીએ કાંઈ પણ જવાબ આપ્યો નહિ, થોડીક વાર તે ચુપ રહી. પછી એકદમ તેણીએ પોતાનું મુખ ઉદયસિંહ તરફ ફેરવ્યું અને તેના મુખ સામું એકાગ્રચિત્તથી જોવા લાગી. સરોજની આંખોનો પ્રભાવ ઉદયસિંહ સહન કરી શક્યો નહિ. તેણે પોતાનું માથું નીચું નમાવી દીધું. સરોજસુંદરી ખિન્ન સ્વરે બોલી, "પ્રાણનાથ! મેવાડના મહારાણા થઇને, મારા સ્વામી થઇને, શુદ્ધ ક્ષત્રિય વંશના એક આદર્શ વીર થઇને, તમે કોની સાથે પ્રેમસંબંધ બાંધ્યો. રાજાનું રાજ્ય સત્યના

પાયાથી ચાલે છે. જ્યાં સત્યનો લોપ છે, ત્યાં સુખ અને સંપત્તિનો પણ લોપ મોડો વહેલો થશે. એ નિઃશંશય છે. આપ પવિત્ર કુળના શુદ્ધ ક્ષત્રિય વીર અને મેવાડના મહારાણા થઇને અરૂણાની સત્ય વાર્તા છુપાવીને તમારી પ્રજાને છેતરો, તે ક્યાંની રાજનીતિ? ચિતોડનું શું થવા બેઠું છે? પ્રાણનાથ! તમે આ શું કર્યું?"

એમ બોલીને સરોજસુંદરી ઉદયસિંહના હાથમાંજ બેભાન બની ગઈ! અમે પણ આ દુઃખદ પ્રસંગને અત્રેજ છોડી દેવાનું ઉચિત ધારીએ છિએ. અસ્તુ.



## (૨૮) અરૂણાનું આગમન.

અરૂણા વિજયસિંહ અને લાવણ્યકુમારી યોગ્ય સમયે ચિતોડ આવી પહોચ્યાં. ચિતોડથી લગભગ ત્રણેક ગાઉ ઉપર બધાં આવી પહોંચ્યાં, એટલે અરૂણાએ પાલખી ઉભી રખાવી, અને લાવણ્ય તથા વિજયસિંહને કહ્યું કે "હવે તમે શહેરમાં જાઓ. હું શહેરમાં નહિ આવું.

લાવણ્ય આશ્ચર્યથી બોલી. "શા માટે નહિ આવો?"

અરૂણાઃ–"બ્હેન! એ પ્રકારે રાજધાનીમાં પ્રવેશ કરવો એ મારે માટે યોગ્ય નથી. તમારા આમંત્રણથી હું અહીં સુધી તો આવી છું. પણ મહારાણા પોતે મને મળવાને રાજી છે કે કેમ, તે જાણ્યા સિવાય મહારાણાને નાહકનો ત્રાશ આપવા, અને નગરજનોમાં મારી અને મહારાણાની નાહક નિંદા કરાવવાને ખાતર હું શહેરમાં આવીશ નહિ. સર્વથી પહેલાં મારે જાણવું જોઇએ કે મહારાણા મારા આવ-

વાથી રાજી છે કે કેમ ? તમે અને વિજયસિંહ રાજધાનીમાં જઇને તમારી વ્યવસ્થા કરી લો, અને મારે માટે અહીં કોઇ મકાનની વ્યવસ્થા થાય એમ હોય તો કરી આપો ”

લાવણ્યે ઘણો આગ્રહ કર્યો, પણ અરૂણા પોતાના નિશ્ચયથી ડગી નહિ. આખરે રસ્તાની એક બાજુએ એક પુરાતન બગીચામાં એક સુંદર પત્થરની બાંધણીનું મકાન હતું ત્યાં જઇ પહોંચ્યા. આ મકાનની તપાસ કરતાં જણાયું કે મકાન ઘણું નાનું છતાં સુંદર અને આકર્ષક બાંધણીનું હતું, અને નહાવા ધોવા, ઉઠવા બેસવા વિગેરેની સર્વ પ્રકારની સગવડ ઘણી ઉત્તમ પ્રકારે તેમાં થઇ શકે તેમ હતી. મકાનની આજુબાજુ આંબા, લીમડા, બોરસલી, આશોપાલવ વિગેરેનાં મનોહર વૃક્ષો આવેલાં હતાં. વળી મકાનની પાછલા ભાગની બારીઓ ઉપર જુઇ જાઇ અને મધુમાલતીની સુંદર પુષ્પોવાળી વેલીઓ વીંટળાઇ ગયેલી હતી, અને આજુબાજુની જમીન પર સુંદર કયારા કરી તેમાં ગુલાબ, ચંપા, બટુલ, બેલા, પારીજાતક, મોગરો, વિગેરે સુગંધીદાર અને ચિત્તાકર્ષક સુમનોના છોડવાઓ હારબંધ રોપી દેવામાં આવ્યા હતા. આ મકાનની આજુબાજુના બગીચાના દરવાજા આગળ એક નાની સરખી બેઠા ઘાટની બાંધણીની ઘર જેવી એક ઝુંપડી હતી, અને તેમાં આ બગીચાની રખવાળણ રહેતી હતી. લાવણ્યે આ રખવાળણને જોતાંજ ઓળખી લીધી, અને બોલી, “ માલણ માસી ! શું તમે અહીં રહો છો ? ”

માલણ માન ભર્યાં શબ્દોથી બોલી, “ હા બ્હેન ! આ મારૂ ઘર છે, અને આ બગીચો પણ મારો છે. ચિતોડના રાણીવાસમાં મહારાણીને માટે જે સુંદર ફુલોની માળાઓ હું ગુંથી લાવું છું તેઓ જ બગીચાની હોય છે. ઉન્હાળામાં આ મકાનમાં કોઇ શ્રીમંત

અને ધનવાન ગહસ્થો મને સારૂં ભાડું આપીને રહેવા આવે છે. તે ભાડામાંથી અને ફુલ વેચ્યાની આવકમાંથી મારૂં ગુજરાન ઘણું સારી રીતે ચાલે છે. પણ બ્હેન ! આપ અહીં ક્યાંથી ? આટલા દિવસથી રાણીવાસમાં આપ કેમ નહોતાં જણાતાં ? આપની સાથે આ કોણ છે ?"

લાવણ્યઃ–" હું ઘણે દુરથી આવું છું. ચાલો, આ મકાનમાં બેસીએ. ત્યાં હું તમને બધી વાત જણાવું છું. એમ કહી લાવણ્ય માલણ માસીને બંગલામાં લઇ ગઈ, અને તેના કાનમાં ધીમેથી કેટલીક વાતો કહી સંભળાવી કે જે અમે સાંભળી શક્યા નથી.

આ ઠેકાણે આ વૃદ્ધ માલણનો સંક્ષિપ્ત પરિચય આપવો ઠીક થઇ પડશે. આ માલણ પોતાના બગીચાનાં સુંદર ફુલોના ગજરા અને માળાઓ ગુંથી ચિતોડના રાણીવાસમાં અને બીજાં અનેક ધનવાન કુટુંબોના જનાનખાનામાં જતી હતી, અને ત્યાં પોતાના ફુલની માળાઓ અને ગજરાઓ વેચીને તે મારફતે પોતે સારા પૈસા પેદા કરી શકતી હતી. માલણ સ્વભાવે હસમુખી અને માયાળુ હતી, અને વૃદ્ધ હોવાના કારણે નગરની સર્વે સ્ત્રીઓ તેણીને 'માલણ માસી' ના લાડકા નામથી ઓળખતી હતી. માલણ આ મકાન નજીકની ઝુંપડીમાં પોતાની મરણ પામેલી બ્હેનનાં બે નાનાં બાળકો સાથે રહેતી હતી. માલણની આટલી ટુંકી ઓળખાણ આપીને હવે આપણે આપણી વાર્તામાં આગળ વધીશું.

માલણના કાનમાં લાવણ્યે કહેલી સર્વ વાત સાંભળીને માલણ બોલી, " બ્હેન ! બધી વાત તો ખરી, પણ મારે માથે કોઇ પણ સંકટ ન આવે તો સારૂં."

લાવણ્ય!—" માસી ! મારામાં વિશ્વાસ રાખો. તમને સ્હેજ પણ નુકશાન થશે નહિ. તેની સર્વ જોખમદારી મારે માથે છે. વળી અરૂણા અહીં રહેશે તેના બદલામાં તમને ઘણું સારૂં ભાડું આપશે, એટલુંજ નહિ પણ તમને તે ખુશી કરશે. વળી તે કાંઇ અહીં બહુ દિવસ રહેવાની નથી. હું ઘણાજ થોડા વખતમાં તેને માટે બીજી વ્યવસ્થા કરી લઇશ."

લાવણ્યની ગોઠવણથી સંતોષ પામીને માલણે અરૂણાને પોતાને ત્યાં રાખવાની હા પાડી. માણસનું મન મેળવી લેવાની, અને તેને પોતાનું બનાવી લેવાની એક અજબ કળા અરૂણાને આવડતી હતી. આજે તેણે તેનો ઉપયોગ કર્યો. પોતાને મકાનમાં રહેવાની ગોઠવણ નક્કિ થઇ ગયા પછી તે મીઠા સ્વરે બોલી, " તમારૂં નામ શું છે ? "

" બ્હેન ! મારૂં નામ બિંદુમતી છે. "

" વાહ ! બિંદુમતી કેવું સરસ નામ છે ? પણ મને તો 'માસી' કહેવાનું બહુ ગમે છે હું તો તમને બિંદુમતી નહી કહું પણ માસી કહીને બોલાવીશ. કેમ ? તમને ગમશે ને ? "

" તું બહુ વિનયી છે બ્હેન ! ભલે, તું મને 'માસી' કહીને બોલાવજે. "

અરૂણા આંખો નચાવતી નચાવતી માલણના સામુ જોઇને હસતી હસતી બોલી,

" માસી ! તમારી કેટલી ઉમ્મર હશે ? "

" તને મારી ઉમ્મર કેટલી લાગે છે. "

" જો કે તમે ઉમ્મરમાં વધારે હશો, પણ મારા જેવી કોઇ

અજાણી છોકરી તમને જુએ, તો ભાગ્યે ત્રીસ વર્ષથી વધારે વયના ધારે ! ”

પોતાની આવી પ્રશંસાથી માલણ ઘણીજ રાજી થઇ, અને અરૂણાના ઓવારણા લઇને બોલી, “ઘણું જીવજે, મારી બેન ! ભગવાન તારો ચાંદલો અને ચુડો અખંડ રાખે, અને તું અનેક સંતાનોની માતા થાવ ! ”

વૃદ્ધ માલણનું મન મેળવી લઇને અરૂણા તે દિવસથી ત્યાં રહેવા લાગી. લાવણ્ય અને વિજયસિંહ ચિતોડમાં ગયાં. ચિતોડમાં એક સરસ મકાન ભાડે રાખીને ત્યાં વિજયસિંહ રહ્યો, અને હાલ તુરત સર્વ વ્યવસ્થા કરવાને માટે લાવણ્ય રાણીવાસમાં પરત ગઇ, અને સર્વ હકીકત સરોજસુંદરીને સવિસ્તર કહી સંભળાવી.



## (૨૯) અરૂણાનું આતિથ્ય

લાવણ્યે રાજમહેલમાં જઇને જે બધી વાત કહી તે ઉદયસિંહને જાણ થઇ. બીજે દિવસે કેટલાક અંગરક્ષકો સાથે એક સુશોભિત પાલખી અરૂણાને નગરમાં તેડી લાવવાને માટે ઉદયસિંહે મોકલી, પણ અરૂણા તેમાં આવી નહિ. અરૂણાએ પાલખી લઇને આવેલાં માણસો સાથે લાવણ્યના નામનો એક પત્ર મોકલાવ્યો હતો તે પત્ર તે માણસોએ લાવણ્યને પહોંચાડયો. લાવણ્યે પત્ર વાંચીને તે મહારાણાને આપ્યો. આ ઉપરથી ઉદયસિંહ જાતે અરૂણાની પાસે ગયો.

અરૂણાએ પોતાના પ્રિયતમનો આદર સત્કાર ઘણી સરસ રીતે કર્યો, અને પછી તેમના ચર્ણ સ્પર્શ કરી શરમાતી શરમાતી એક બાજુએ ઉભી રહી. પ્રયાગમાં જોયલી અરૂણા કરતાં અત્યારે અરૂણાનું

૩૫ મહારાણાને કાંઇક અલૌકીક ભાસતું હતું. અરૂણાના મુખ મંડળની દિવ્ય પ્રભા જોઇને ઉદયસિંહ અત્યંત મુગ્ધ બની ગયો. ગુલેલાલા જેવા તે ગુલાબી હોઠને પ્રેમથી ચુમવાની તેની પ્રબળ ઇચ્છા થઈ. સરવરના વૃક્ષ જેવા સીધા કદની તે દમામદાર યુવતિને પોતાના ભુજપાશમાં વીંટાળી લઇ પરમાનંદ મેળવવાને ઉદયસિંહ તલસી રહ્યો. અરૂણાના સૌંદર્ય રસનું પાન કરતાં કરતાં ઉદયસિંહ ઉન્મત્ત બની ગયો. સરોજ સુંદરીનો નિઃસ્વાર્થ પ્રેમ, આદર્શ પતિ ભક્તિ, અરૂણાનું હલકું કુળ, એ સર્વ વિચાર સૂર્યોદય થતાં જેમ રાત્રિનો અંધકાર નાશ પામે છે તેમ નાશ પામ્યા, અને કેવળ અરૂણાના સૌંદર્યે ઉદયસિંહના હૃદયનો પૂર્ણ કબજો લઇ લીધો. અરૂણાના કમળપત્ર સમાન ચંચળ નેત્રોના કટાક્ષથી વીંધાઇને ઉદયસિંહ પોતાનું ભાન ભુલી ગયો. નારીના નયન કટાક્ષનો પ્રભાવ કેટલો ગહન છે? મોટા મોટા શુરવીર અને પ્રભાવશાળી પુરૂષો, જેઓ રણક્ષેત્રોમાં કે રાજ્યદ્વારી ક્ષેત્રોમાં સારી રીતે ઘુમી પોતાના હજારો દુસ્મનોને સ્હેલાઇથી હંફાવે છે, તેઓ નારીના નયન કટાક્ષના પ્રભાવથી પોતાનું સર્વ બળ તેટલી ઘડી જાણે ગુમાવી દે છે! નયન નર્તનનો આ કેવો અજબ પ્રભાવ! એક કવિ કહે છે કે,

"સ્વામી અમે પણ સ્વામિની પાસે સદા લાચાર જો,
"નહિ નેત્રનર્તનનો કશો અમને મળે ઉપચાર જો!
"અદ્‌ભુત નવી જાદુગરી ક્યાંથી કહો લાવ્યાં પ્રિયે!
"નહિ શૌર્યનું બળ લેશ છેક સદા તમે શાવ્યાં પ્રિયે!"

ખરેખર સ્ત્રીની આંખોમાં અજબ મોહિની ભરેલી છે. એ મોહિની મંત્રના પ્રભાવથી ઋષીઓ, દેવતાઓ, મહામુનીઓ, રાક્ષસો, મનુષ્યો,

સર્વે પોતાને ભુલી જાય છે ત્યારે ઉદયસિંહ પણ તેમની પંક્તિમાં ક્યાં ન ભળે ?

ઉદયસિંહ બોલ્યો, " અરૂણા ! મારા આવ્યા સિવાય તું મહેલમાં શા માટે નહોતી આવતી ? "

" તેનું કારણ એ છે કે હું રાજમહેલમાં રહેવાને અહીં નથી આવી. "

" ત્યારે શું કરવા આવી છે ? "

" મહારાણી સરોજસુંદરીની આજ્ઞાનું પાલન કરવા ! "

" તે આજ્ઞા તું હજુ પૂર્ણ કરી શકી નથી ? "

" હજુ થોડીક બાકી છે. "

" ત્યારે મારી સાથે મહેલમાં આવીને તે પુરી કર. "

" આપે મને બોલાવી નથી. જેણે મને બોલાવી છે તેની આજ્ઞા પુરી કરીને હું પાછી ફરીશ. પણ હમણાં આવીશ નહિ. "

" અરૂણા ! વ્હાલી ! મને નાહકનો શા માટે શરમાવે છે ? હું તારા કટાક્ષને સમજું છું, પણ જો તું બધી વાત જાણે તો મારા તરફ તીરસ્કાર બતાવવા કરતાં જરૂર દયા દર્શાવે. પ્રિયે ! એક પળ પણ હું તારું સુંદર વદન ભૂલી નથી ગયો. સ્વપ્નમાં કે જાગૃતાવસ્થામાં એવી એક પળ પણ નથી ગઇ કે જ્યારે તારું નામ મને સાંભર્યું ન હોય. પણ અનેક વિપત્તિઓના વમળમાં ઘેરાઇનેજ હું તને આજ સુધી તેડી શકયો નહોતો. પણ મારા સ્મરણ પટમાંથી તારી યાદગારી થોડીક વારને માટે પણ ભુસાઈ ગઇ નહોતી. અરૂણા ! હું તારો અપરાધી છું, એ વાત ખરી; પણ તારો આ મુંગો તીરસ્કાર મને બહુ સાલે છે. હું એટલી બધી કઠોરતાને પાત્ર નથી."

" આપે મને અત્યાર સુધી ન બોલાવી, તેને માટે હું આપને

દોષ દેતી નથી. તેમાં તો મારા કર્મનોજ દોષ છે. પણુ આજે હવે મારી આશા પૂર્ણ થઇ છે.”

“ તારી શી આશા હતી ?”

“ મને આપનાં ચર્ણસ્પર્શ કરવાની પ્રબળ ઉત્કંઠા હતી, અને પ્રભુ કૃપાથી આજે તે પાર પડી છે. હવે કાલે હું મારા ઘર તરફ પાછી ફરીશ ! ”

“ શું ? તારૂં ઘર ચિતોડનો રાજમહેલ નહિ ? તારે માટે હવે તારા પિતાનું ઘર હોઇ શકેજ નહિ, કારણુ કે તું ચિતોડના મહારાણુાની હૃદયેશ્વરી છે. મારી અર્ધાંગના બનીને તું હવે અહીંથી શી રીતે જઇ શકીશ ? તારૂં ખરૂં ઘર તો મારા હૃદયમાં છે. અરૂણા! શું તું ત્યાં વાસ નહિ કરે ? શું એ અપૂર્વ મંદિર તારે માટે યોગ્ય સ્થાન નથી ? શું મારા સર્વ વૈભવની તું અધિકારી નથી ? ”

“ મહારાણુા ! આ દાસીના અપરાધની ક્ષમા કરજો મારા પર આપનો કેટલો બધો પ્રેમ છે તે વાત હું જાણું છું, પણુ હું રાજમહેલમાં નહિ જાઉં, અને સરોજ સુંદરીની મુલાકાત પણુ નહિ કરૂં ! ”

“ મને શા માટે સતાવે છે ? અરૂણા ! મારા અપરાધની હું મુક્ત કંઠે માફી માગું છું આવા સુંદર રૂપમાં આ કઠોરતા ક્યાં છુપાઇ છે ? અરૂણા ! સ્નેહ અને સૌંદર્યની દિવ્ય મૂર્તિ ! મને નાહકનો શા માટે સતાવે છે ? ”

“ મહારાણુા ! હું આપને સ્હેજ પણુ દુ:ખ આપવા ઇચ્છતી નથી, અને તેટલા માટે તો હું આ માર્ગ સ્વિકારૂં છું. તમે કોણુ, અને હું કોણુ ? મારી સર્વ ગુપ્ત વાતો તો આપને માલુમ છે. હું એક નીચમાં નીચ જાતિની સ્ત્રી છું. કલંકિત કુટુંબની કમનસીબ કન્યા છું. જ્યારે આપ સૂર્યવંશી ઉચ્ચ ક્ષત્રિકુળના વંશજ છો.

ગુલાબનાં ફુલ અને બાવળની શૂળનો સંયોગ શી રીતે થઇ શકે ? આપના ઉજ્જવલ અને યશસ્વી કુળને રાજમહેલમાં જઇને કલંકિત કરૂં એવી હું અધમ નથી. રાજમહેલમાં જવાનો મારો અધિકારજ નથી. હું તો માત્ર આપનાં ચર્ણનું પૂજન કરવાને લાયક છું. પણ મારા અહીં રહેવાથી આપના મનને સદા ઉદ્વેગ રહેવાનો સંભવ છે. તેથીજ હું પ્રયાગ પાછો ફરવાનું કહું છું. સ્વામીનાથ ! આપને આ વાતમાં મારી કઠોરતા લાગતી હોય તો તે આપનો ભ્રમ છે. મારૂં હૃદય અત્યારે કેટલી વેદના ભોગવે છે, કેવા ચીરાતા હૃદયે આ શબ્દો આપને કહું છું તે મારૂં મનજ જાણે છે. પ્રાણેશ્વર !

" રક્ત હૃદયથી આ વહી જાયે !

" હૈયું અસુગુણથી અકળાય !

" કહો બધું કોને કહેવાયે ?

" જીવન વીતી તે ! "

આવી મારી સ્થિતિ થઇ ગઇ છે. મારી હવે આપની પાસે માત્ર એકજ પ્રાર્થના છે કે મને કોઇ કોઈ વાર યાદ કરવાની કૃપા કરશો તો તેમાંજ મારૂં પરમ સૌભાગ્ય હું માનીશ. "

અરૂણાની આંખમાંથી આ શબ્દો બોલતાં બોર બોર જેવડાં આંસુડાં પડતાં હતાં. ઉદયસિંહથી આ સહન થઈ શક્યું નહિ. તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો, " પ્રાણેશ્વરી ! આજે મને સ્પષ્ટ સમજાય છે કે મારા સ્વાર્થમાં અંધ બનીનેજ મેં તને આમંત્રણ નહોતું કર્યું. હું મહા સ્વાર્થી અને નીચ તારી નજરમાં પુરવાર થયો છું. પણ હવે તારા જેવા રમણી રત્નને ગુમાવવાને હું કદિ પણ રાજી નથી. જો આપણને મોત વિખુટા પાડે ત્યાં સુધી જો હું તારાથી અલગ રહું તો મને મારા પૂર્વજોની આણ છે !! "

અરૂણા આશ્ચર્યથી અવાક્ બની ગઇ. સ્વામીના સ્નેહથી ગળગળી બની ગઈ. તે કાંઈ પણ બોલી ન શકી, પણ ઉદયસિંહની વિશાળ છાતી પર પોતાનું માથું નાખી દઇ ધ્રુસકાં આંસુ વરસાવા લાગી. ઉદયસિંહ અરૂણાને અનેક પ્રકારે આશ્વાસન આપવા લાગ્યો.

આ વખતે બહાર માલણની નાની ભાણેજ એક સુંદર ગાયન ગાઈ રહી હતી.

"મોર મુકુટ શીશ હિયે બાંસુરી હે હાથ લીયે,
"બેંઠા હે કદમ નીચે કમરી બીછાય કે,
"ચલો સખી છોડો લાજ–છોડો તુમ સબી કાજ,
"ગાવત મધુર તાન અંગુરી નચાય કે."

અહા! કેવો મધુર અને મંજુલ સ્વર! જેવું સુંદર ગીત, તેવોજ સુંદર સ્વર કોને આનંદ ન આપે? પ્રેમ અને ભક્તિ રસથી ભરપુર આ નાનું ગીત સાંભળીને ઉદયસિંહ અને અરૂણા તે પર મુગ્ધ બની ગયાં. અરૂણા ઉદયસિંહના ભુજ પાસથી અલગ બની બહાર દોડી ગઈ, અને તે નાની બાલિકાને અંદર લાવીને ઉભય યુગલે બન્નેના પ્રેમની એકતા નવેસરથી કરનાર આ નિર્દોષ નાની બાલિકાના ગાલો ચુંબનથી ભીંજવી નાખ્યા! સોના મહોરોની બક્ષિસથી ઉદયસિંહે તે નાની બાલિકાને ખુશ કરી દીધી.

ત્યારબાદ અરૂણા પાસે પ્રયાગ પાછા ન જવાનું વચન લઇને ઉદયસિંહ ત્યાંથી અરૂણાની વિદાય લઇ ચાલ્યો ગયો. ઉદયસિંહે તાબડતોબ નગરમાં એક મોટું મકાન ખરીદી લીધું, અને ત્યાં અરૂણા રહેવા લાગી.

પણ આપણે અરૂણાને તેડી લાવનાર અને સરોજ સુંદરીની પ્રિય સહચરી લાવણ્યને પણ ભુલવી જોઇએ નહિ. સરોજ સુંદરીની પોતાની ખાસ ઇચ્છાથી અરૂણાના મકાનની નજીક એક બીજું મકાન લઇ લાવણ્ય કુમારી વિજયસિંહ સાથે લગ્ન કરી ત્યાં રહેવા લાગી.



## (૩૦) દીલ્હીશ્વરનો દરબાર

બાર વર્ષની યુવાન વયે દીલ્હીના ડગમગતો રાજમુગુટ પોતાને માથે ધારણ કર્યા પછી પોતાની સત્તાને સાચવી રાખવાને અને તેને વધારવાને શહેનશાહ અકબરે કેવો પ્રયત્ન કર્યો હતો તે ઇતિહાસની બીના છે, અને લંબાણ થઇ જવાના ભયથી આપણે તે વાત અત્રે છોડી દઇશું.

આજ સકળ સમ્પત્તિથી વિભુષિત અમરાવતી સમાન દીલ્હી નગરના દિવાને ખાસમાં મોગલ વંશાવતંશ નરકેસરી સમ્રાટ અકબરનો દરબાર ભરાયો હતો. નભો મંડળમાં નક્ષત્રોની વચમાં જેવી રીતે ચંદ્ર શોભી રહે છે, તેવી રીતે પોતાના મોગલ અને રાજપૂત સરદારોથી વીંટળાઇલો શહેનશાહ અકબર દરબારમાં શોભી રહ્યો હતો. અકબરની રાજનીતિ એવી હતી કે ભરતખંડનું એક ચક્રે રાજ્ય કરવું હોય તો વીર રાજપૂત જાતી સાથે મિત્રતા કરવાનું કાર્ય સર્વથી પ્રથમ કરવું જોઇએ. પોતાની રાજનીતિ પ્રમાણે ચાલવાથી અકબર અનેક શુરવીર રાજપૂતોને પોતાના પક્ષમાં મેળવી શક્યો હતો. કોઇની સાથે યુદ્ધ કરીને, કોઇને પોતાની સત્તાની પ્રભામાં આંજી નાંખીને, કોઇને લાલચ આપીને, અને કોઇને સંગ્રામમાં જીતીને, એ સર્વ પ્રકારે રાજપૂત જાતીને અકબરે વશ કરી હતી,

એટલુંજ નહિ પણ રાજપૂતોને પોતાની કન્યાઓ તેણે દીધી હતી અને તેમની કન્યાઓ પોતે લીધી હતી. આવી રીતે તેમની સાથે શારિરિક સંબંધ બાંધીને અકબરે સર્વને વશ કરી લીધા હતા. લગભગ સર્વ રાજપૂત રાજાઓએ આ દીર્ઘ દ્રષ્ટીવાળા સમ્રાટના તેજના અંધારમાં અંજાઇને મોગલોનું દાસત્વ સ્વિકાર્યું હતું. માત્ર એકજ રાજપૂત રાજાએ આ સમ્રાટની સત્તાની અવગણના કરી હતી. તે રાજા કોણ? તે બીજો કોઇજ નહિં પણ મેવાડનો વીરપુંગવ મહારાણા ઉદયસિંહ હતો. સર્વ રાજપૂત રાજાઓ વશ થઈ ગયા હતા, છતાં માત્ર આ એકજ રાજા અલગ રહેલો જોઇને તેને વશ કરવાને અકબરની પ્રબળ ઉત્કંઠા હતી, અને તેની એ ઇચ્છાને સ્વજાતિ હિંસક રાજપૂત રાજાઓ અનુમોદન આપીને શહેનશાહને ચિતોડ પર ચડાઇ કરવાને ઉશ્કેરતા હતા! દેશનું સત્યાનાશ આવા ખુશામતના બોલીયાંઓએજ વાળ્યું છે, અને વાળે છે. આ ખુશામતીઆ અને પરતંત્ર બનેલા રાજપૂત રાજાઓ વારંવાર શહેનશાહ અકબરને ઉદયસિંહને હરાવી તેને વશ કરી પોતાના જેવો બનાવવાને માટે આગ્રહ કરતા હતા.

આજે અકબર દરબારમાં બીરાજતાંજ સમશેરખાં નામનો એક સરદાર ઉભો થઇને બોલ્યો, "જનાબેઆલી! આ ગુલામને શું ફરમાન છે? શાહેજહાંનની હુકમનો અમલ કરવાને આ કમતરીન બંદો તૈયાર છે."

અકબરઃ—"વીર સમશેરખાં! તમારી સ્વામી ભક્તિથી આજે હું સંપૂર્ણ સંતોષ પામ્યો છું. તમે અને કૃષ્ણમલ્લે મારી જે સેવાઓ બજાવી છે તે માટે મેં તમારી અત્યાર અગાઉની પ્રશંસા મુક્ત કંઠે કરી છે. અહમેદનગર પર વિજય મેળવવાથી પણ મને હજુ સંપૂર્ણ

આનંદ નથી થયો. હજુ સુધી હું મેવાડના રાણાને વશ નથી કરી શકયો. મારા દુશ્મન માલદેવને આશ્રય આપીને એ ઉદયસિંહે મારી સત્તાની ભારે અવગણના કરી છે, એટલુંજ નહિ, પણ તે તેથી પણ વધારે મારી સત્તાનું ઉલ્લંઘન કરતો જાય છે."

આ વખતે અસફખાં નામનો એક સરદાર હાથ જોડીને બોલી ઉઠયો, "આલમગીર સુલતાન! આ ગુલામની એક અરજ છે; મેં પુષ્કળ તપાસને અંતે ખોળી કાઢયું છે કે હજૂરના પરમ શત્રુ માલવાના રાજા રાજબહાદુરને, અને મારવાડના કપટી રાજાને ચિતોડના મહારાણાએ પોતાના રાજ્યમાં આશ્રય આપ્યો છે. આથી વિશેષ શહેનશાહની સત્તાની અવગણના કઈ હોઇ શકે ? "

આ વાત સાંભળીને અકબરનો ચહેરો ક્રોધથી લાલચોળ બની ગયો. તેના હોઠ કંપવા લાગ્યા, અને આંખો વિકરાળ બની ગઈ. કોપાયમાન સ્વરે તે બોલ્યો, " શું ઉદયસિંહનામાં એટલું બધું પુરૂ-પાર્થ છે કે મારા કટ્ટા શત્રુને પોતાના રાજ્યમાં આશ્રય આપે છે ? ઠીક; હવે તેનો પ્રમાદ જરૂર ઉતારવોજ પડશે ! "

ત્યારબાદ લખવાની સામગ્રી મંગાવીને અકબરે ઉદયસિંહ પર એક પત્ર લખ્યો અને તેને તેજ વખતે તે પત્ર એક એપીયા મારફતે ચિતોડ રવાના કર્યો. તે પછી સભા બરખાસ્ત થઈ.



## (૩૧) પત્રનો પ્રત્યુત્તર.

"Who pants and struggles to be free,
"Who strives for other's liberty,
"Who failing still works patiently
"He lonly parays."........Mrs Annie Besant.

શહેનશાહ અકબરનો મોકલેલો એલચી સાંઢણી પર સ્વાર થઇને યોગ્ય સમયે ચિતોડ આવી પહોંચ્યો. મહારાણાની આજ્ઞા લઇને દુતે ઉદયસિંહના દરબારમાં પ્રવેશ કર્યો. આ સમયે ઉદયસિંહ પોતાના સર્વ સામંતો અને સરદારોથી વીંટળાઇને રાજસભામાં બેઠો હતો. આ ઠેકાણે મહારાણાના સભામંડપનું ટુંકું વર્ણન સમયોચિત ગણાશે. આ સભા મંડપ અત્યંત સુંદર હતો. મંડપની અંદર આજુ બાજુ શીલ્પકળાની ઉત્તમ કારીગીરીવાળી આરસની કમાનો શોભી રહી હતી. વચમાં એક ઉંચા સિંહાસન ઉપર નામદાર મહારાણા બીરાજ્યા હતા, જ્યારે આજુબાજુનાં વીરાસનો પર ખુલ્લી તરવાર રાખીને રાજ્યના સ્તંભરૂપ ગણાતા મુખ્ય મુખ્ય સરદારો બેઠા હતા. તેમના રગેરગમાં શુરવીરતા વ્યાપી રહેલી હતી. તેમનું પ્રભાવશાળી મુખ અને બેસવાની ઢબ કહી આપતી હતી કે સ્વતંત્રતાના આ રાજપૂતો સાચા ઉપાસક હતા. અકબરનો પત્ર લઇને જ્યારે દુતે અંદર પ્રવેશ કરી મહારાણાને મુજરો કર્યો, ત્યારે સર્વ સભાજનો આશ્ચર્યથી આ દુત શું લઇ આવ્યો છે તે તરફ જોવા લાગ્યા. ઉદયસિંહે પત્ર હાથમાં લીધો અને ફોડીને તે વાંચ્યો. પત્ર વાંચતાંજ મહારાણાના અંગે અંગમાં ભારે ઝનુન વ્યાપી ગયું. તેમનાં નેત્રો રાતાં બની ગયાં. ક્રોધથી હોઠ થરથર ધ્રુજવા લાગ્યા. મહારાણાની આ અવસ્થા જોઇને સરદારો અનેક પ્રકારના તર્કવિતર્કો કરવા લાગ્યા. પરંતુ મહારાણાને પૂછવાનું સાહસ કોય કરી શક્યું નહિ. ઉદયસિંહ થોડી વાર શાંત રહ્યા પછી સરદારો તરફ ફરીને બોલ્યો,

“ મારા શુરવીર સરદારો ! અકબરે આ પત્ર આપણા તરફ મોકલ્યો છે. આ પત્રની હકીકત તદ્દન તીરસ્કાર ભરેલી અને અપમા-

નસુચક છે તે પત્રની હકીકત હું આપ સર્વની જાણ માટે અત્રે વાંચી સંભળાવું છું. પત્રમાં લખ્યું છે કે,

" ઉદયસિંહ, તમારો અમારી તરફનો વ્યવહાર પ્રથમથીજ વિરક્તિજનક છે. તમારામાં અહંકાર પણ બહુ છે, અને સાહસ પણ બહુ છે. દગાબાજ બહાદુરસિંહ તથા મારવાડ નરેશ, એ બન્ને રાજ દ્રોહીઓને સાથે લઇને તમે કરેલી ભયંકર ગુન્હાની ક્ષમા માગવા તરાણે તાબડતોબ દીલ્હીના દરબારમાં હાજર થવું તેમ કરવામાં તમે ચુકશો તો હું સત્ય કહું છું કે હું ચિતોડ પર ચઢાઇ કરી ચિતોડનું નામ-નિશાન અકબર. "

મારા શુરા સરદારો, અને પરાક્રમી સભાજનો ! દીલ્હીના મ્લેચ્છ બાદશાહનું રાજસત્તાના લોભી અને એશઆરામી રાજપૂતોએ મ્લેચ્છ દાસત્વ સ્વિકારી રાજપૂત જાતિને માથે સદાનું કાળું કલંક લગાડયું છે, તેમાંનાજ રાજપૂતો દીલ્હીનો શહેનશાહ આપણને ધારે છે. તેને ખબર નથી કે બીલાડી અને વાઘ એકજ જાતીનાં હોવા છતાં બંન્નેનાં કાર્યોમાં અસ્માન જમીનનો ફરક છે. આ પત્રનો શો પત્યુત્તર આપવો તે આપ સર્વ સભાજનો મને જણાવશો. "

સભામાં તરવારોનો ખણખણાટ થઈ રહ્યો. દરેકની મ્યાનમાંથી તરવારો બહાર નીકળીને વીજળીને માફક ચમકારા કરવા લાગી. એક વયોવૃદ્ધ રાજપૂત સરદાર મહારાણાની નજીક ગયો અને બોલ્યો, " મહારાણા ! આપ રાજપૂત કુલાવતંશ છો, વીર શિરોમણી છો, અને આપને દીલ્હીના બાદશાહને શો પ્રત્યુત્તર આપવો તે અમારે જણાવવાની જરૂરજ નથી. આપને હાલ કાગળ પર પ્રત્યુત્તર આપ-વાનો છે. અમે અમારા મહારાણાની પડખે ઉભા રહીને ચિત્તોડની

સમરભૂમિ પર દીલ્હીના બાદશાહના લશ્કરને કેવો પ્રત્યુત્તર આપીશું તે આજે અમારા મ્યાનમાંથી નીકળેલી તરવારો આપને બતાવશે. સ્વતંત્રતા અમે સ્વપ્ને પણ ગુમાવીશું નહિ. સર્વ સભાજનો મારા અભિપ્રાયનેજ મળતા છે."

એમ બોલીને "જય એકલીંગી મહાદેવ!" નો તે વયોવૃદ્ધ સરદારે પોકાર કરતાંજ 'હર હર મહાદેવ! જય મહારાણા!' ના પોકારથી આખી રાજસભા ગરજી ઉઠી. ત્યારબાદ ઉદયસિંહની આજ્ઞાથી સર્વ સભાજનો શાંત થઇ ગઇ ગયા. ઉદયસિંહે પત્રનો પ્રત્યુતર નીચે પ્રમાણે લખ્યો, અને તે સભા સમક્ષ વાંચી સંભળાવ્યો. પત્ર નીચે પ્રમાણે હતો,

"દીલ્હીના બાદશાહ એટલું તો સારી રીતે જાણે છે કે અમે ક્ષત્રિય જાતીના છિએ.

શરણે આવેલાને આશ્રય આપવાની એક ખરો રાજપૂત બચ્ચો કદિ પણ ના પાડવાનો નથી. અમારે શરણે આવેલા આપના શત્રુને આશ્રય ન આપતાં આપને સ્વાધીન કરવા એ રાજપૂતોના ધર્મ અને રાજનીતિ બન્નેથી વિરૂદ્ધ છે. માટે અમારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી અમે જેમને આશ્રય આપ્યો છે તેમનું રક્ષણ કરીશું. મોતથી અમો ડરતા નથી. મોતથી ડરવાનું કામ તમને અને તમારી ગુલામગીરી સ્વિકારનાર અમારા અધમ જાતી ભાઇઓને સોંપ્યું! દેશનો દ્રોહ કરવા નીકળેલા અમારા દુષ્ટ જાતીભાઇઓની કુમકે આપ કુદકારા મારી રહ્યા છો, પણ આપની એ વાંદર ઘુરકીના તેજમાં તે કાપુરૂષોજ અંજાશે! સ્વતંત્રતા પ્રિય મેવાડીઓ કદિ નહિં અંજાય, તેની ખાત્રિ રાખજો! ધર્મ અને કર્તવ્યનું પાલન કરતાં અમારૂં મૃત્યુ થાય તો તે મૃત્યુને અમે સર્વથી વિશેષ પ્રિય ગણીએ છિએ. આપને યુદ્ધની

ઇચ્છા હોય તો બેલાશક આવજો. રાજપૂતોની તેજસ્વી તરવાર તમને સારી રીતે સ્વાદ ચખાડવાને માટે અત્યારથીજ તૈયાર છે...ઉદયસિંહ"

ઉપર પ્રમાણે પત્ર લખીને ઉદયસિંહે તે દુતને આપ્યો. દુત પત્ર લઇને ચાલતો થયો. ત્યારબાદ સભા બરખાસ્ત થઈ.



# (૩૨) પ્રણયની પ્રથમ રાત્રી.

જે મકાનમાં અરૂણા રહેતી હતી, તે મકાન નાનકડું હોવા છતાં અત્યંત રમણીય અને આકર્ષક હતું. અરૂણા સરખી રસિક અને વિલાસી રમણીએ આ ગૃહને સર્વોત્તમ રીતે શણગારીને તેને સ્વર્ગ સદન સમાન બનાવી દીધું હતું, એમ અમે કહીએ તો તે અતિશયોક્તિ ભરેલું ગણાશે નહિ, આ આખા મકાનમાં અરૂણાનો જે શયનગૃહ હતો, તેની કારીગરી અનુપમ હતી. સાક્ષાત્ વિશ્વકર્તાએ જાણે આ ભુવન શૃંગાર્યું હોય, તેવો એ શયનગૃહના ઠાઠ માઠ હતો. ચિતોડાધિપતિની પટરાણી સરોજ સુંદરીના શયન મંદિરનો ઝાગ ઝમાટ પણ આ મંદિર આગળ ઝાંખો પડી જતો હતો.

રાત્રીનો સમય છે. ચિતોડના દરવાજા ઉપરથી નવના ટકોરા વાગ્યાને વધુ વિલંબ થયેલો નથી. એ વખતે આપણે અરૂણાના શયન મંદિરમાં ડોકીયું કરીએ. છિએ અરૂણા અત્યારે બેચેન મને અસ્વસ્થ હાલતમાં પલંગ ઉપર પડી પડી કાંઇ ગાઇ રહી હતી.

ભલા વાંચનાર! સંગીતની ઉમદા મોજ સાથે વિરહવ્યથાની

તાદૃશ્ય ચિતાર રજુ કરે તેવું તે મનોહર સંગીત અરૂણા સુરીલા કંઠે ગાઇ રહી હતી. વિરહવ્યથાથી પીડાતી દર્દમંદ અબળાના ગાનને સાંભળવાનો આપણને હક્ક નથી, પણ અરૂણા કાંઇક ઉન્મત્ત બની મીઠા અને દર્દમંદ સાદે કાંઇક જોરથી ગાય છે. કહો તો, ભલા વાંચક! આપણે તે સંગીતની મોજ શી રીતે ગુમાવી શકીએ? અરૂણા નીચેનું ગાન ગાતી હતી.

(પદ રેખતો)

" મદન મોહન પ્યારે મહેબુલ મેરા હૈ;
દિદાર હુઆ જબસેં દયા દિલમેં ડેરા હૈ. મદન૦ ટેક
ઇશ્ક જખ્મકી મારી બઇ મેં દિવાની;
કોઇ બેલિ નહિ સાહેલી શોખી દિલકીયે જાની. મદન૦ ૧
ઇસ્કમે ઉસીપર ઓઇ મેરા જીવન,
હુઆ ખલક સારા મારા, કછુ લગતા હૈ ન મન. મદન૦ ૨
એક યાદ મિઠિ બતિયાં, છતિયાં ફાટ જાતિ હૈ;
કછુ કહેમે નહિ આતા, નેનાં ભરભર આતી હૈ. મદન૦ ૩
મતલબકે ગરજી આલમ ઉસ્મે કયા અજબ હૈ
**દયાપ્રીતમ** બેપરવાહી, હોતા સો ગજબ હૈ "

(દયારામ)

ગાન સમાપ્ત થયું. અરૂણા વળી પાછી પલંગપર હતાશ બનીને પડી. મન્દ મન્દ પવન પોતાની મસ્તાની ચાલથી અરૂણાના વાળની લાંબી લટો સાથે તોફાન કરી રહ્યો હતો, અને તેના કાનમાં કાંઇક ધીમો ધીમો ગુંજારવ કરતો હતો. રાત્રિનો સમય હતો. એ અગાઉ જણાવ્યું છે. ચાંદની પુર બહારમાં ખીલી રહી હતી. અરૂણાના

શયનમંદિરમાં સુગંધી તેલના દીપકો ઝગઝગાટ બળી રહ્યા હતા. શાંતિનું સામ્રાજ્ય સર્વ સ્થળે વ્યાપી રહ્યું હતું. પણ અરૂણાને ચેન નહોતું પડતું. તે બડબડવા લાગી.

"હાય! નિષ્ઠુર દૈવ! શી તારી વિચિત્ર લીલા! રાણા મને આમ લાંબા સમય સુધી સંભારશે નહિ એવું હું ક્યારે જાણતી હતી? અબળા જાતીની મનોવેદના પુરૂષો પૂર્ણપણે સમજતાં ક્યારે શીખશે? શા માટે કામિનીઓના જેવું કોમળ કાળજું કીરતારે પુરૂષોને નથી આપ્યું? પણ એમાં મહારાણાનો શો દોષ? જનાનખાનામાં સરોજસુંદરી અને બીજી બે સ્ત્રીઓના સાથમાંથી પરવારે, ત્યારે અહીં પધારે ને? પણ હું આ મકાનમાં આવીને વસવા લાગી ત્યારથી આજ લગી એક પણ દિવસ અત્રે આવવાની એમને ફુરસદ કાં ન મળી? હું એક પત્ર લખીને તેમને બોલાવું? પણ અરે! સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જા આડે આવે છે. હૈયે હોય છે, પણ હોઠે આવતાં વાર લાગે છે. ભલા ભગવાન! સ્ત્રી જાતિને પુરૂષ કરતાં વિશેષ ઉત્સાહ અને ઉમંગ આપ્યો ત્યારે લજ્જા રૂપી આવું ગાઢ આવરણ તે ઉપર શા માટે ઢાંકી દીધું? હું શું કરૂં? ક્યાં જાઉં? મારા સ્વામી શી રીતે મારા મંદિરે પધારે?"

વળી વિચારમાળા બદલાઇ "ચાલ, ભલા જીવ! દુઃખી અને કંટાળેલા હૃદયનો છેલ્લો આશ્રય સંગીત છે, તેનો હું આશ્રય લઉં. આ દુઃખમાં મને દિલાસો હોય તો કેવળ સંગીતનોજ."

અરૂણાએ બીન ઉપાડયું, અને સુર મિલાવીને નીચેનું ગાન મધુરા હલકે લલકાર્યું.

"દેખો કૈસી ખિલી ઉજીઆરી
"નહિ માલૂમ કહાં બિલમે બનવારી.

"જબસે શ્યામ ગયે ઘરસે નીંદ નહિં મોહિ આતી હૈ,
"બિછી મુલાયમ સેજ પિયા બીન નહીં મુઝે યે ભાતી હૈ.
"ઐસે નિઠુર શ્યામ નહિં ભેજી લિખકર કોઇ પાતી હૈ,
"તડપ તડપ દિન કહુ પિયા બિન રાત નીંદ નહિં આતી હૈ.
"અબ મિલો શ્યામ તુમ આય તરસ કીજો નાથ હમારી,
દેખો કૈસી ખિલી ઉજીઆરી."

કોકિલાના કંઠને લજાવે તેવું મધુર ગાન અરૂણા પૂર્ણ કરી રહી તેટલામાં તેની નજર સામેના દર્પણમાં પડી. ત્યાં મહારાણાનું પ્રતિબીંબ પડેલું જોઇને તેણીએ દ્વાર તરફ દૃષ્ટી ફેરવી. મુસ્કેરાતા મુખે ઉદયસિંહ અરૂણાના સામું જોતો ત્યાં ઉભો હતો!

ઉદયસિંહને જોઇને અરૂણા શરમાઈ ગઈ અને માત્ર નીચું મસ્તક નમાવીને પલંગ પરથી ઉઠીને ઉભી રહી ગઇ. ઉદયસિંહ બેચાર પળ ત્યાં થોભ્યો. પણ અરૂણા લજ્જાથી વિવશ બનીને તેને આવકાર દઈ શકી નહિ. ઉદયસિંહ ધીમે ધીમે અરૂણાની નજીક આવ્યો, અને તેણીના મોહક મુખને ઉંચું કરીને બોલ્યો, "સુંદરી! શા માટે શરમાઓ છો? ક્યારનાં મળવાને માટે ગીતો ગાઈ રહ્યાં હતાં, અને હવે હું સમીપ આવ્યો, ત્યારે આવકાર દેવાને પણ તૈયાર નથી થતાં? એ તે ક્યાંની રીત? પ્રણયની પ્રથમ રાત્રીએ આ લજ્જાનો આટલો બધો આવિર્ભાવ એકાંતમાં તે હોય? પ્રિય અરૂણા! શું તને કાંઇ પણ બોલવાનું જડતું નથી?"

એમ બોલી ઉદયસિંહે અરૂણાનો હાથ પકડી તેને પલંગ પર બેસાડી. અરૂણા બોલી, "મારા સુખ રૂપ સૂર્યનો અચાનક ઉદય થયેલો જોઇને હું ગાભરી બની ગઈ છું; અને તેથીજ હું સ્વસ્થપણે

પ્રત્યુત્તર દઈ શકતી નથી. મારા પરમ સૌભાગ્યની વાત છે કે આપે અત્રે પધારવાની કૃપા કરી. ”

ઉદયસિંહ–“ પ્રાણેશ્વરી ! સંસારની અને રાજકાજની અનેક ઉપાધિને લીધે હું અહીં એકદમ આવવાને શક્તિવાન ન થયો, તે માટે તારી ક્ષમા માગું છું. પ્રિયે ? તું તનથી આટલો વખત દૂર હતી, પણ મનથી એક પળ પણ દૂર નહોતી. હર ઘડીએ અને હર વિપળે તારૂં સુંદર વદન મારા ચક્ષુઓ સમક્ષ ખડું થઈ રહેતું હતું. તારો વિયોગ મારા હૃદયને તીર કરતાં પણ વિશેષ કષ્ટ આપે છે. તારા પ્રેમનો હું દાસ બની ગયો છું, પણ કેવળ અચાનક ઉપાધિઓના પ્રભાવેજ હું તારી પાસે આવી શક્યો નહોતો.

અરૂણાઃ—“ પ્રાણેશ્વર ? આ કિંકરની ક્ષુદ્ર રૂપની આટલી પ્રસંશા શા માટે કરો છો ? આપ મારા સ્વામી છો ! મારા પ્રભુ છો ! આ દાસીને કદાચ દર્શન દેવા કૃપા કરતા રહેશો હું સદાની આપની રૂણી થઇશ. ”

ઉદયસિંહ:—“ સુંદરી ? તારા અનુપમ સૌંદર્યનો હું દાસ બની ગયો છું આજથી મારી સર્વ રાત્રીઓ અહીંજ વ્યતીત થશે. પણ મારે આજે તને એક અશુભ સમાચાર જણાવવા છે. ”

અરૂણા સહેજ ચમકીને બોલી, “ કેના સમાચાર મહારાજ છે. ”

ઉદયસિંહ:—“ એજ કે અકબર બાદશાહની સામે જલદીથી યુદ્ધ કરવું પડશે એવાં ચિન્હો દ્રષ્ટીગોચર થાય છે. ”

અરૂણાઃ—મહારાજ ! આ અત્યંત આનંદના સમાચારને આપ અશુભ શા માટે કહો છો ! શું યુદ્ધથી રાજપૂત બચ્ચો કદિપણ ડરશે ખરો કે ? પોતાનું શૂરાતન, જવાંમર્દી, અને સ્વદેશ ભક્તિ દર્શાવવા

નાં યુદ્ધથી બીજો અવસર કયો વધારે યોગ્ય છે ? જે જન્મભૂમિમાં જન્મ લીધો તે જન્મભૂમિના રક્ષણાર્થે કમર કસીને બહાર પડવું તેથી વિશેષ આનંદની કયી વાત ! આ અત્યુ ઉત્તમ અવસરને અશુભ શી રીતે કહેવાય ! ક્ષત્રિયોએ તો સદા યુદ્ધમાં મચ્યા રહેવું જોઇએ, કારણકે તે રાજનીતિનું કર્તવ્ય છે. ”

ઉદયસિંહઃ—“ સુમુખી ! ચંદ્રવદના ! આજ તારા નિર્મળ મુખથી આવો શૂરાતન ભરેલો મધુર પ્રસ્તાવ સાંભળીને મને અત્યાનંદ થયો છે. તું એવી રૂપવંતી છે, તેવીજ વીરા પણ છે, તારા સરખી સુલક્ષણા રમણીરત્નને પ્રાપ્ત કરવામાં હું મારૂં અહોભાગ્ય માનું છું.

અરૂણા—:નાથ રાજપૂત થઇને સમરભુમિમાં નામર્દની માફકજ પાછો હઠ્યો, તેનું જીવતર વ્યર્થ છે. નથી તેને માટે આ લોક કે નથી પરલોક. માટે યુદ્ધ કરવું એનો આપનું સર્વથી પ્રથમ કર્તવ્ય છે.

ઉદયસિંહે અરૂણાને પોતાની નજીક ખેંચી તેના આવેશપૂર્ણ વદન પર ચુમ્બનો કર્યાં. તેના મુલાયમ કેશરાશિ સાથે રમત કરતો કરતો તે બોલ્યો, પ્રિયે ! તારાં આજનાં વચનોથી મારા ઉત્સાહમાં બમણો વધારો થયો છે. ઠીક ; ભલા ? એકાદ બીજું ગાન તો લલકાર !”

અરૂણાઃ-“ મહારાજ ! આજે રાત્રિ અધિક વીતી ગઇ છે. કાલે આપની ઇચ્છા પૂર્ણ કરીશ. આજે આપણે હવે આરામ લઇએ તો વધારે સારૂં ”

ઉદયસિંહઃ-“આરામ જરાક મોડો લેવાશે. એક વાર તું કાંઇક સંગીતની મોજ ચખાડ. ”

અરૂણાઃ-“ શું ગાઉં ? ”

ઉદયસિંહઃ-“ કાંઇક વીરરસપૂર્ણ ગાન ગા. ”

અરૂણાએ સ્વામીની આજ્ઞાને માન આપીને વીણાના તાર સરખા કરી સુર મિલાવી તીણા મધુર રાગે નીચેનું ગીત ગાયું.

"હણુ હણુતો હય બારણે, વીરા ! પેંગડે પાત્ર ધરોજી !
પેંગડે પાય ધરોજી, વીરા ! મુહૂર્ત સમો આ ખરોજી ! (ધ્રુવ)
આંખમાં અંજન, રણરસરંજન, ગુંજન યુદ્ધ ગીતોનાં,
વાંકી વાંકી પ્હેરી પાઘ પીળી આ, વિંધશો નેણુ જ કોનાં?
વીરા ! પેંગડે પાત્ર ધરોજી. ૧
તાણી તાણી આ મૂછ છે મરડી, કરડી રહ્યા હોઠ રાતા;
વારે વારે મુખ મારે ખુંખારા, ને તડપી રહ્યા પગ તાતા !
વીરા ! પેંગડે પાય ધરોજી ! ૨
દડબડ દડબડ દમભર દોડી, ખુબ ખુંદો રણ ખાંતે;
ચહુદિશ અસિ ચમકાવી બતાવી શૂરપણું ક્ષણમાં તે !
વીરા ! પેંગડે પાય ધરોજી ! ૩
વીર પિતાના વીર છોયા છે ચૂકશે કયમ આ દહાડો ?
વીરરસે રણકુંજ ઘુમીને શીરનાં ફૂલ ઉડાડો !
વીરા ! પેંગડે પાય ધરોજી ! ૪
ભારતમાત ઉભી ઉમરામાં આશિષ દે શુભ આજે ;
હણુહણુતો હય વીર ! ચઢો આ જય જય દુંદુભિ વાજે !
વીરા પેંગડે પાય ધરોજી ! ૫"

[ ખબરદાર ]

ગીત સમાપ્ત થયું. અરૂણાએ વીણાને યથાસ્થાને ગોઠવી દીધી કિદમસિંહે અરૂણાને પોતાની છાતી સરસી ચાંપી.

* * * *

ભલા વાંચનાર ! યુવાન દંપતિની પ્રણયની પ્રથમ રાત્રિએ તેઓની

ચેષ્ટાઓ જોવાનો તમને અને મને શો અધિકાર છે ? અને આમ બાબત હોવાથી અત્રેથી આપણે આઘા ખસી જઇશું. નહિ તો અસભ્ય બનવાનો દોષ આપણા શીર પડશે ! અસ્તુ !



## (૩૩) ચિતોડ પર ચડાઇ.

ઉદયસિંહ તરફથી પત્રનો ઉત્તર લઇ ખેપીઓ પાછો દિલ્લી આવ્યો. અકબર બાદશાહ પાસે હાજર થઇ એ પત્ર તેણે બતાવ્યો. ઉદયસિંહનો પત્ર વાંચી અકબર બાદશાહે ક્રોધથી અંધ બની જઇ પોતાના સેનાપતીઓ વીગેરેને બોલાવી ચિતોડ પર ચઢાઈ માટે તૈયારી કરવા હુકમ આપી દીધો. અકબર ઘણા વખતથી ચિતોડ પર ચઢાઈ લઇ જવાને બહાનું શોધ્યા કરતો હતો તે આજ હાથ આવી ગયું એટલે અસંખ્ય સેના સાથે ઉદયસિંહના રાજ્યનો નાશ કરવા માટે તેણે પ્રયાણ કર્યું. તેની ચતુરંગીણી સેના યથાસમય ચિતોડની સરહદ આગળ આવી પહોંચી. બાદશાહના હુકમથી ત્યાં તંબુ ડેરાઓ તણાઇ ગયા અને આખી સેના ત્યાંજ છાવણી નાંખીને પડી.

અકબરને આટલી મોટી સેના સાથે આવેલો જોઇ ઉદયસિંહ ડરી ગયો. સામે આવી પડેલી વિપત્તિમાં ભયને લીધે પોતાનું કર્તવ્ય ભુલી ગયો. મંત્રીઓ, સેનાપતિઓ અને નગરજનો રાણાની પાસે એકત્ર થઇ નાનાં પ્રકારનાં ઉત્સાહવર્ધક વચનો તેને સંભળાવવા લાગ્યા. તેઓએ કહ્યું—અમે લોકો ચિતોડના રક્ષણ માટે અમારો પ્રાણ આપવા તૈયાર છીએ. જ્યાં સુધી અમારા ખોળીયામાં પ્રાણ છે ત્યાં સુધી દુશ્મનોને તાબે કદાપિ થનાર નથી. આ પ્રમાણે અનેક પ્રકારે રાણાને પાણી ચઢાવવા માંડયું. પરંતુ ભયથી વ્યાકુળ બનેલા રાણાએ

તે પર બીલકુલ ધ્યાન આપ્યું નહીં, તેમજ ચિતોડના બચાવ માટે ક્રાંઇ પણ ઉપાય કર્યો નહી.

જે ચિતોડ વીરભૂમિ તરિકે વખણાતી હતી, જે ચિતોડમાં હજારો વર્ષો થયાં વીરપુરૂષોની કીર્તિ ઝળકયા કરતી હતી, તેજ ચિતોડમાં કોઇ એવો નર નથી કે જે તેનું રક્ષણ કરે ? હા ! આજ તેનો મુસલમાનોના હાથે નાશ થવા બેઠો છે !

શું આજે ચિતોડમાં કોઇ વીરપુરૂષ નથી ? શું આજ તે વીરભૂમિ વીરોથી વિરક્ત બની ગઈ છે ? ના, ના, વીર છે, એ વીરભુમી હંમેશાં વીરોનેજ જન્મ આપે છે, આ વખતે પણ અહીં વીર છે. સાહસીક પણ છે, પોતાના ધર્મને માટે જીંદગીને તૃણવત સમજનાર પણ છે, પરંતુ વિધિની બાજી વિપરીત છે. સર્વને પાળનાર જેના હાથમાં ચિતોડની રાજ્યલક્ષ્મિ શોભી રહી છે તે રાજાજ આજે બળહીન બની ગયો છે. તેજ ડરપોક અને કાયર બની ગયો છે. ત્યારે ચિતોડની કોણ રક્ષા કરે ?

ઉદયસિંહને પોતાના મંત્રીઓના વચનો ઠીક લાગ્યાં નહીં. તે સભામાંથી ઉઠીને ચાલ્યો ગયો. સભાજનો પણ " બલિયસી કેવલ ઇશ્વરેચ્છા " ધારી પોતપોતાના સ્થાનો પ્રતિ ગમન કરી ગયા.

ઉદયસિંહ ઘણો સમય થયાં સરોજસુંદરીના મહેલે ગયો નહતો તેથી આજે આવી વિપત્તિના સમયમાં ત્યાં જવા નિકળ્યો. ત્યાં જઇને રાણાએ જોયું તો રાણીનું પહેલાંના જેવું વદન નહોતું તેનું શરિર ક્ષીણ થઈ ગયું હતું, સુવર્ણ સમાન તેની કાંતિ મલીન થઇ ગઇ હતી, તે ઉદાસ બનીને બેઠી હતી અને રડી રડીને આંખો પણ સુઝાવી દીધી હતી.

ઉદયસિંહને જોઇને મ્હારાણી વધારે વધારે રડવા લાગી. આ જોઇ રાણાએ પુછ્યું--સરોજ ! તું શા માટે રડે છે?

સરોજ૦--મેં આપનો અપરાધ કર્યો છે? કદાચ ભુલથી કોઇ અપરાધ થઈ ગયો હોય તો ક્ષમા કરવા કૃપા કરો.

ઉદય૦—તેં તો કોઇપણ અપરાધ કર્યો નથી પરંતુ હુંજ તારો અપરાધી છું.

સરોજ૦—પ્રાણનાથ! આ દાસીની આગળ આવી વાત ન કરો કારણ કે આપ મારા દેવતા છો તો પછી દેવની પુજાથી વંચિત રહેવામાં શું સુખ મળે?

ઉદયસિંહને આ વાતથી કાંઈપણ થયું નહીં, કારણ કે રાજ સભામાંથી વિરકત બનીને સરોજ પાસે આવ્યો હતો. કાંઇ તેને દર્શન દેવાના ખાસ હેતુથીજ આવ્યો નહોતો. થોડીકવાર પછી તે બોલ્યો—પ્રિયા! ચિતોડનું ભાગ્ય હવે પ્રતિકૂળ થઇ પડયું છે.

સરોજ૦—અકબરની સાથે યુદ્ધ ઉત્પન્ન કરવામાં તમે શું સારૂં કર્યું.

ઉદય.—એમાં સારૂં શું! બાદશાહની આટલી મોટી સેના સામે લડવું તદ્દન અસંભવિત છે.

સરોજ.—એમાં અસંભવિત શું છે!

ઉદય.—પુર વેગવાળી નદી આગળ કાચા પુલની શી ગણુત્રિ?

સરોજ.—શું ત્યારે નિરાંતે બેસીજ રહેવું ઉચિત :છે?

ઉદય.—તે લોકોના સામા થવાનો કોઈ ઉપાય નથી ત્યારે નિશ્ચિંત બેઠા વિના શું ;કરવું?

સરોજ.—આમ નિશ્ચિંત બેસવાથી શું પરિણામ આવશે તેનો કાંઇ વિચાર કર્યો છે!

ઉદય.—એનું પરિણામ એટલુંજ કે દુસ્મનોને હાથ ચિતોડનો નાશ થવાનો.

સરોજ.—ત્યારે શું તેનું આપ રક્ષણ નહીં કરો?

ઉદય.—હું તેની હજાર રક્ષા કરીશ પણ થઇ શકે તેમ નથી. મેં તો એમજ ધાર્યું છે કે તમોને બધાને લઇને અહીંથી નાશી જવું. આ શિવાય મને બીજો કોઇ ઉપાય સુજતો :નથી.

સરોજ.—આ આપ શું બોલો છો? શું આ શબ્દો મેવાડના મહારાણાના મુખમાંથી નીકળે છે? આપ રાજપુતના મુખમાંથી આવી વાત નીકળવી શોભેજ નહીં. આપ આપના પુર્વજોની શક્તિનું સ્મરણ કરો. જે લોકો પોતાની પ્રશંસનીય શક્તિથી આપના કુળને ઉજ્વળ કરી ગયાછે તે કુળને શું આપ કલંકિત કરવા માંગો છો? શત્રુઓએ પોતાની સેનાથી ચાર તરફથી આપણને ઘેરી લીધા છે એવા પ્રસંગે પોતાના સેનાપતિઓ તથા નગરજનો સાથે શત્રુઓની સામા થવુંજ શોભે છે. આવું કહેવાને બદલે તમો બધાને લઇને ચિતોડમાંથી નાસી જઈશું એવું બોલો છો, તે ઘણી શરમની વાત છે. તમારા ક્ષત્રીત્વને ધિક્કાર છે! પ્રાણેશ્વર! આપ મારા પ્રભુ છો, પરંતુ આ દાસીના શબ્દોથી ખોટું ન લગાડતા. જો કદાચ શત્રુઓની સામે રણસંગ્રામમાં લઢતાં તેમની સેનાને કાપતાં કાપતાં રાજપુતોની વાંચ્છનીય કીર્તિ મેળવતાંજ જો આપનો દેહાન્ત થશે તો તે સમયે આ દાસી અત્યંત પ્રસન્ન થઈ સતી થઇ આપને સ્વર્ગમાં મળશે. પરંતુ આપ તો ચોરની મારફ બીકણ બની ભાગી જવાની વાત કરો છો. જો આપને એમજ કરવું હોય તો આ દાસી આપની સમક્ષ પ્રાણ અર્પણ કરવા તૈયાર છે.

ઉદય૦--તું બુદ્ધિમાન છે, તથાપી તારી બુદ્ધિ સ્ત્રી બુદ્ધિ કહેવાય. મેં બરાબર વીચાર કરી જોયો છે કે તારી બુદ્ધિ મેવાડના રાજાને

કામે લાગે તેવી નથી. કોઇ અસંભવિત કાર્યમાં સમજ્યા વીના માથુ મારવું તારા જેવી બુદ્ધિમતીને કાંઇ જરૂરનું નથી.

સરોજ૦--પ્રાણનાથ ! આ દાસીની પ્રાર્થના આપને અવશ્ય માનવીજ પડશે. આપ ચિતોડના સમસ્ત રાજપુતોને સાથે લઇ અકબર સાથે યુદ્ધ કરો. જગતની દુર્ગાદેવી જરૂર આપનું કલ્યાણ કરશે. જો ભાગ્ય-વશાત્ કાંઇ વિપરીત પરિણામ આવશે તો અમે સૌ અગ્નિ પ્રવેશ કરીશું.

સરોજસુંદરીની અત્યંત જીદથી કંટાળી ઉદયસિંહ ક્રોધે ભરાયો. ક્રોધમાંજ ત્યાંથી ઉઠીને અરૂણાને મેહેલે ગયો. અરૂણા રાણાને ઉદાસ અને ક્રોધી દેખીને ઘણો આશ્ચર્ય પામી. ઉદયસીંહ શૈયા ઉપર બેઠો એટલે અરૂણાએ કહ્યું,--પ્રાણનાથ ! એમ સાંભળ્યું છે કે શત્રુઓએ ઘેરો ઘાલ્યો છે, શું એ ખરી વાત છે?

ઉદય૦—હા અકબર બાદશાહ અસંખ્ય સેના સાથે લઢાઇ કરવા આવ્યો છે.

અરૂણા—ત્યારે આપે યુદ્ધ માટે શી તૈયારી કરી છે?

ઉદય૦—શું તું પણ કંઇ ગાંડી બની ગઇ કે ! બાદશાહની આટલી મોટી સેના સાથે મારે એકલાએ લઢવું શું ઉચીત છે?

અરૂણા૦—શું ત્યારે ચિતોડમાં કોઇ વીર પુરૂષો નથી કે આપને એકલાને લઢવું પડે?

ઉદય૦—પ્રબળ શત્રુઓ આગળ તુચ્છ રજપુતો શું કરવાના હતા !

અરૂણા૦ —ત્યારે શું થશે?

ઉદય૦—થવાનું શું હોય? ચિતોડનો કીલ્લો નાશ પામશે હવે તો તમને બધાંને લઇને નાસી જવાની તજવીજ કરવી જોઇએ.

અરૂણા૦—આવું બોલવું આપને શોભે નહીં આવી વાત કહેતાં પહેલાં મારૂ મોત કેમ ન આવ્યું. હાય ! બાપ્પા રાવળના વંશમાં ઉત્પન્ન થઇ તમારા મુખમાંથી આવા શબ્દો સાંભળવાની મને સ્વપ્ને પણ આશા નહોતી.

ઉદય૦—ત્યારે તું શું સાંભળવા ઇચ્છે છે ?

અરૂણા૦—હું એમ ઇચ્છું છું કે મારા પતિ પોતાના પૂર્ણ બળ સહીત શત્રુઓની સેનારૂપી મહાસાગરમાં પોતાની તરવાર રૂપી...... થી શત્રુરૂપી જળને........પોતાના શરીર તથા રાજ્યનું રક્ષણ કરે.

ઉદય૦—જો તેનું બળ સમુદ્રમાં કુદવા જેટલું ન હોય તો ?

અરૂણા૦—તો હું એમ ઇચ્છું છું કે મારા પતિ શત્રુઓની સાથે લડતા લડતા પોતાની શક્તિ અનુસાર એક વીર રજપુતની માફક રણક્ષેત્રમાં પ્રાણત્યાગ કરે, અને પોતાની કીર્તિરૂપી પતાકાને ઉડાવતા સ્વર્ગ પ્રતિ ગમન કરે.

ઉદય૦—પછી તમે શું કરશો ?

અરૂણા૦—હું પણ ઢાલ તરવાર લઇ મારા સ્વામીની સાથે રણ ક્ષેત્રમાં જઇ લડવામાં તેમની મદદગાર બનું.

ઉદય૦—એ બનવું અશક્ય છે.

આટલું કહી ઉદયસિંહ ત્યાંથી જવા લાગ્યો એટલે અરૂણાએ રાણાના પગ પકડીને કહ્યું—કૃપા કરીને દાસીની આ એક વાત સાંભળી લો.

ઉદયસિંહ ઉભો રહયો એટલે અરૂણાએ કહયું—આપ મને એટલું કહો કે કોઇના ઘરમાં આગ લાગી હોય તો તે નિશ્ચિંત થઇ બેસી રહે ખરો ! જ્યારે આપના રાજ્યોને શત્રુઓએ ઘેરી લીધું છે તેવે સમયે છાનામાના બેસી રહેવું નહી જોઇએ. જો આપે

ભાગી જવાનોજ વિચાર કર્યો હોયતો આ દાસીનું મર્યું મુખ જોઇને તે પછી ભાગી જજો હું આત્મહત્યા કરીશ.

રાણાએ આ વાત પર ધ્યાન ન આપ્યું, અને તે ત્યાંથી ચાલ્યો ગયો. આથી અરૂણાને ઘણુંજ દુઃખ થયું. તેનાં નેત્રો સામે અંધકારનો પડદો જામી ગયો. તેણે વિચાર્યું કે હવે શરમ યા લજ્જાનો વખત નથી મરવું એજ હજાર દરજ્જે પ્રિય છે. શું ત્યારે મરવું કેવી રીતે ? શત્રુઓની સેના પર લશ્કર સાથે તુટી પડવું અને પતિની શુભ કામના કરતાં લઢતાં લઢતાં સંગ્રામમાંજ પ્રાણ ત્યાગ કરવા.



## (૩૪) અરૂણાનો ઉત્સાહ.

સરોજસુંદરી તે દિવસે શઇયા પર ઢળી પડી તેના દુઃખની સીમા ન રહી. તેની ચિંતાનો પાર નહોતો. તેણે પોતાની એક દાસીને મોકલી લાવણ્યને બોલાવી. દાસી તરતજ લાવણ્યને સાથે લઇ સરોજ સુંદરી પાસે આવી લાગી.

લાવણ્યને જોઇને સરોજસુંદરીએ કહ્યું—કહો, હવે શો ઉપાય કરવો?

લાવણ્ય—હું શું ઉપાય બતાવું ? મહારાણાને ફરીથી બોલાવી લાવું ?

સરોજ૦—તેમને બોલાવીને શું કરવું? હવે તો તું અરૂણાની પાસે જા અને મારાવતી તેને વિનંતીપૂર્વક કહે કે રાણાને કોઇપણ પ્રકારે શત્રુઓ સામે લઢવાની તેઓ સલાહ આપે. નહીં તો મોગલોના હાથે ચિતોડનો નાશ થશે. તે જે કહે તે મને આવી કહેજે અને આ પત્ર તેને આપજે.

લાવણ્ય ત્યાંથી ચાલી નીકળી અને અરૂણાને મહેલ જઈ તેની નજીકમાંજ બેસી ગઇ. અરૂણા આ વખતે ઉદાસ બની પોતાની શઇ-

યામાં પડી હતી. તે લાવણ્યને દેખી એકદમ બેઠી થઇને બોલી—લાવણ્ય ખુશીમાં તો ખરીને ? આજે બરાબર વખત સાધીનેજ દર્શન આપવા આવી છે !

લાવણ્ય—કેમ હું તો હંમેશા આવું છું ! ઘરકામથી કદાચ ન પરવારાય તે દરરોજ ન અવાય !

અરૂણા૦—ત્યારે આજે ઘરમાં કામ ધંધો નહીં હોય એટલે આવવાની ફુરસદ મળી હશે.

લાવણ્ય—કામ તો હંમેશાં છે, પરંતુ આજે સરોજસુંદરીએ મને આપની પાસે મોકલી છે અને એક પત્ર પણ આપ્યો છે.

અરૂણા—શા સારૂ મોકલી છે ?

લાવણ્ય—તેમણે વિનંતી કરીને કહાવ્યું છે કે મહારાણાને એવી રીતે સમજાવો કે તેઓ બાદશાહ સાથે સંગ્રામ કરવા તૈયાર થાય.

અરૂણા—મહારાણીથી એટલું નથી કહેવાતું ?

લાવણ્ય—તેમણે બહુએ કહ્યું પણ તેનું કાંઈ ફળ નીપજ્યું નહીં.

અરૂણા—લાવણ્ય ! તમે મહારાણીને જઇને કહો કે બાદશાહ સાથે લડવાનો ઉપદેશ હું રાણાને નહીં આપું. પોતાનો સ્વાર્થ તજી દઇ કોણ પારકાનું ભલું ઇચ્છવા જાય છે ? રાજ્ય તેમનું છે, એમા મારે શું લેવા દેવા છે ? ફક્ત તે મારા પતિ છે એટલુંજ હું તેમનું રક્ષણ કરવાનો ઉપાય શોધી કહાડીશ. હું તો રાણાને લઇને પર્વતોની ગુફામાં નાશી જઇશ અને ત્યાં આનંદથી મારો કાળ વ્યતીત કરીશ. આનાં કરતાં વધારે મારા તરફથી કાંઈ આશા ન રાખશો. હું કદાપી રાણાને લડવાને કહીશ નહીં, ભલે તેને ફાવે તો તે રાજ્યનું રક્ષણ કરે.

લાવણ્ય—આ તમે શું બોલો છો ?

અરૂણા—હું ઠીકજ કહું છું, તું રાણીની પાસે જલદીથી જઈને આ વાત તેમને કહી દે અને જરા વિજયલાલને મારા તરફ મોકલી દેજો; તેમનું ખાસ જરૂર કામ છે. લાવણ્યને અરૂણાની વાત સાંભળી ઘણી નવાઈ લાગી. ત્યાંથી તે વિજયસિંહને અરૂણા તરફ વિદાય કરી સરોજસુંદરી પાસે આવી. થોડી વારમાંજ વિજયસિંહ અરૂણા પાસે આવ્યો એટલે અરૂણાએ ચિતોડની સ્થિતિ વિષે સઘળી વાત તેને કહી સંભળાવી. તેણે જણાવ્યું કે રાણાંએ બીકથી બાદશાહ સાથે લડવાનું માંડી વાળ્યું છે. હવે મારેમારૂં કર્તવ્ય કરવું જોઇએ હવે તમારે મને મદદ કરવી પડશે અને તે માટેજ તમને અહીં બોલાવ્યા છે.

વિજયસિંહ બોલ્યો આપની શી મરજી છે? અને મારા તરફથી આપ શાની આશા રાખો છો ?

અરૂણા—હું જાતેજ બાદશાહની સાથે યુદ્ધ કરવા જઇશ તમે આ પત્ર પ્રધાન સેનાપતી વીગેરેને દેખાડી તમારી સાથે આડસો ઘોડે સ્વારોને તઇયાર રાખો.

આમ કહીને આંખમાંથી ચોધાર અશ્રુએ ઉદયસિંહનો હસ્તાક્ષરવાળો એક પત્ર વિજયસિંહના હાથમાં મૂક્યો. વિજયસિંહ એ પત્રને લઇને ત્યાંથી ચાલ્યો ગયો. અહીં અકબરની સાથે યુદ્ધ કરવાની સઘળી તઇયારી અરૂણાએ કરવા માંડી.



## (૩૫) વારાંગના કે વીરાંગના ?

ઉદયસિંહના ચીત્તને કોઇ પણ સ્થળે શાંતી મળી નહીં. તે જ્યાં જાય ત્યાં યુદ્ધનીજ વાત થતી હતી. ઉદાસ મનથી તે ફરીથી સભામાં આવ્યો અને જોયું તો ચંદ્રાવત વિગેરે સરદારો ઉદાસ મુખ કરી પોત

પોતાના સ્થાનપર બેઠેલાછે. સર્વના મુખપર ચીંતાનો સ્પષ્ટ આભાસ જણાય છે. ચંદ્રાવતની આંખોમાંથી ચોધાર અશ્રુધારી પડે છે તે જોઇને રાણા ઉદયસિંહે કહ્યું:-સરદારો હવે આપણું શું કર્તવ્ય છે ? ચંદાવતે પોતાની આંખો લુછી નાખી કહ્યું:-મહારાજ ! જ્યારે બાદશાહને કોઇપણ પ્રકારથી જીતી શકાય એમ નથી તો અમે લઢીને મરવાનું પસંદ કરીએ છીએ.

ઉદયસિંહ--જો તમારી એવીજ ઇચ્છા છે તો હવે વાર કરવાની જરૂર નથી. કારણ કે હવે ઢીલ કરવાથી વધારે સંકટ આવી પડે એમ છે.

ઉદયસિંહનાં આ વચનો સાંભળીને ઉદાસ મુખ કરીને બેઠેલા બધા સરદારો ઉત્સાહમાં આવી ગયા અને તેમના મુખ પર પ્રસન્નતા છાઇ ગઇ. "મહારાણાની જય ! હર હર મહાદેવ ! ! ! " વિગેરે શબ્દોથી સભા મંડળ તેમણે ગજાવી મુકયો આખા નગરમાં જ્યાં ત્યાં યુદ્ધની તૈયારીઓ થવા લાગી.

અકબર બાદશાહ પણ પોતાની સેના સાથે ચિતોડને ચારે તરફથી ઘેરીને રાણાને જોઇ રહયો છે. તેણે ગઢની સામે કેટલીક પાયદળ સેનાની હાર ગોઠવી દીધી છે. ત્યાં ઉભા રહીને તેઓએ ગોળા છોડવા માંડયાં. અને આખા આકાશમાં મેઘના જેવો અંધકાર કરી દીધો. હજુ જોઇએ તેવી રીતે ગોલન્દાજ લોકો ગોઠવાયા ન હતાં. ફકત રજપૂતોને ડરાવવાનેજ ગોળા છોડવામાં આવતા હતા. આ વખતે જાણે બાદશાહની ચારે સેનાઓ ચિતોડને ગળી જતી હોય તેવી રીતનો તેમનો ગોળા છોડવાનો દેખાવ હતો. તેમની પાછળ મોટા મોટા હોદ્દાવાળાઓ અને સેનાપતીઓની હાર આવેલી હતી તેમની

આગળ અસંખ્ય ઘોડેસ્વારો ઉભા હતા. તેમની પછી હાથીઓની હાર શોભી રહી હતી. સર્વથી પાછળ બાદશાહનો તંબુ શોભી રહ્યો હતો. તંબુની ચારે બાજુએ અગણિત મોગલ સેના પડી હતી. હજુ યુદ્ધને માટે બરાબર તૈયારી થઇ ન હતી. બાદશાહના લશ્કરમાં પાયદલ, ઘોડેસ્વાર, હાથી અને તીરંદાજોનો સુમારજ ન હતો.

બાદશાહની આટલી મોટી સેના આગળ ઉદયસિંહની સેના કાંઇ હીસાબમાં નહતી, મુસલમાનોની અસંખ્ય સેનાનો ચોથો ભાગ પણ રજપૂતો પાસે નહોતો; પરંતુ તેમની પાસે મુસલમાનો કરતાં દશઘણું સાહસ અને ઉત્સાહ હતો. ઉદયસિંહ તેના મુખ્ય મુખ્ય સરદારોને લઇ તે સમુદ્રરૂપી સેનામાં કુદી પડયો. અનેક રજપૂતો પણ જીવવાની આશા મુકી દઇને મહાન ઉત્સાહ અને સાહસ પૂર્ણ હૃદયથી બાદશાહની સેના પર તુટી પડયા અને જોતજોતામાં સેનાને છીન્ન ભીન્ન કરી દીધી. કેટલાએ મુસલમાનો રજપૂતોની તરવારને વશ થઇ યમસદન તરફ પ્રયાણુ કરી ગયા. આણી તરફ રાણાએ પણ પૂર્ણ ઉત્સાહથી સૈન્યની સામે આવી સ્થાન લીધું. બીજી તરફથી મુસલમાનોએ પણ ચારે તરફથી ઘોડેસ્વારો પાયદળ, હાથી તથા તીરબાજો વડે રજપૂત સૈન્યને ઘેરી લીધું. રજપુતોને ચારે બાજુથી માર પડવા લાગ્યો. રજપુતો પણ પુરેપુરા જોરથી શત્રુદલને કાપતા કાપતા પોતાનો માર્ગ કરતા હતા. પરંતુ આટલી જબર સેના આગળ તેઓ કેટલી વાર સુધી ટકી શકે ? થોડીક વારમાં તો અસંખ્ય રજપુતો જમીન પર પટકાઈ પડયા. હવે રજપુતોની હીંમત તુટી ગઇ. બાદશાહે ગોળી બારનો હુકમ છોડી દીધો અને ચારે તરફથી "મારો મારો" ના અવાજ કાને પડવા લાગ્યા. રણભૂમી કંપાયમાન થઇ

ગઇ અને અનેક શુરા રજપુતો સદાને માટે ભૂતલશાઇ બની ગયા જેઓ બચ્યા હતા તેમના પ્રાણની હવે આશા નહોતી.

ઉદયસિંહ આથી ખુબ ગભરાયો અને વિચાર કર્યો કે હવે શું કરવું! તેણે ઘોડાને એક એડી મારી દુર્ગના દરવાજા તરફ દોડાવી મુકયો. આ જોઇ તેના સેનાપતી વિગેરે પણ નાસવા લાગ્યા. આ વખતે અકબરના સૈન્યમાં ચારે તરફથી "અકબર બાદશાહની જય, અકબર બાદશાહની જય" ના પોકારો થવા લાગ્યા.

બીજી બાજુ દરવાજા આગળ ભારે શોરબકોર સંભળાતો હતો. મારો મારો યમનોને કાપો વીગેરે અવાજો થતાં હતા. ફરીથી "મહારાણાની જયના અવાજો સાથે કેટલાક ઘોડેસ્વારો બાદશાહની સેનાની સામે આવી લાગ્યા.

આ વખતે મોગલોએ જોયું કે એક રણવેશધારી સુંદરી ઘોડેસ્વાર થઇને તથા પોતાની સાથે કેટલુંક લસ્કર લઇને શત્રુઓને કાપતી કાપતી ચાલી આવે છે. જાણે યવનોના અત્યાચારથી ક્રોધે ભરાઇને દુર્ગ દેવી જાતેજ ચિતોડની રક્ષા કરવાને આવી હોય એવું જણાય છે. આ વખતે મોગલોની સેનાઓને ઘેરી લઇને ઘોર યુદ્ધ ચાલી રહ્યું.

વાંચક! ઓળખી કે આ રણોન્મત્તિની સ્ત્રી કોણ છે? જો ન ઓળખી હોય તો ઓળખી લેવી કે તે શૂરવીર સુંદરી તે અરૂણા છે. આ પતિ પરાયણ અરૂણા પોતાના જીવનની આશાનો ત્યાગ કરી રજપુતોને સંકટમાં મદદ કરવાનો દૃઢ સંકલ્પ કરી પોતાના આડસો વીર સ્વારો સાથે યુદ્ધ ભૂમિપર નીકળી આવી છે. પોતાની બચપણની કેળવણીનો પરિચય કરાવવાને અને ચિતોડ તથા સરોજસુંદરીની વિનંતી સાંભળી પોતાના પતિને માટે મોગલ સેના સામે ઉપસ્થીત થઇ તે પોતાનું પરાક્રમ દર્શાવી રહી છે.

જેમ ખેડુત લોકો ખેતરમાં ઘાસ કાપે તેમ અરૂણા શત્રુઓને કાપતી કાપતી સેનામાં ઘુમવા લાગી. બાદશાહની એક ટુકડીને પુરી કરી બીજી પર તુટી પડી. આ વખતે મુસલમાનો પણ પ્રાણની આશા મુકી દઇને "અલ્લાહ અકબર"નો ધ્વની કરી લડવા લાગ્યા. અરૂણાના પણ ઘણાએક સૈનિકો આમાં મરણ પામ્યા હતા. અરૂણાએ પોતાના માણસોને બનતે પ્રયત્ને શુર ચઢાવી લડવાનું પુરજોસમાં ચાલુ રાખ્યું. અરૂણાનો માર જબરો હોવાથી મોગલ સેના હવે નબળી પડવા લાગી હતી. એટલામાં અકબરની સેનામાંથી એક પ્રધાન સેનાપતી આગળ આવી તોપોની પાસે ઉભો રહી પલીતો ચાંપવાની તૈયારી કરવા લાગ્યો, બરાબર અરૂણાની સામેજ આ તૈયારી થઇ રહી હતી. અરૂણાએ પોતાના સીપાઇઓને ઇસારો કરતાંની સાથેજ તેઓ ગોલન્દાજો પર તુટી પડયા. હવે અરૂણા એક મુસલમાન સૈનિકનું ડોકું કાપીને ઘોડાપરથી ઉતરી પેલા આગળ આવેલા સરદારની સામી ગઇ, અને તરતજ પેલું મસ્તક તેના પગ આગળ મુકી પોતાની તરવારને માથે લગાડી તે સરદારને સલામ કરી પાછી પોતાના ઘોડા પર ચઢી ગઇ આ બધું કાર્ય એક ક્ષણમાં થઇ ગયું.

વાંચક ! અરૂણાએ સલામ કરી તે સરદાર વળી કોણ હશે ? ને બીજો કોઇ નહી પરંતુ અરૂણાનો પિતા (કૃષ્ણલાલ) હતો. અરૂણા પોતાના પિતાને પ્રણામ કરી તરતજ પાછી શત્રુઓને કાપવા લાગી. અરૂણાનો માર એટલો જબરો હતો કે કોઇ સીપાઇ તેના સામો આવવા હીંમત કરતો નહીં. જોતજોતામાં તો અરૂણાએ બીજી ટુકડીનો પણ ઘાણ વાળી નાંખ્યો. હવે મુગલ સેનામાં ભંગાણ પડયું. દરેકજણ પોતાનો જીવ બચાવવાની યુક્તિ શોધવા લાગ્યા. જેને જ્યાં ફાવ્યું ત્યાં તે નાસવા લાગ્યું. આ વખતે રજપુત સેનામાં "મહારાણાની જય"

ના ધ્વની થવા લાગ્યા. પોતાની સેનાને નાસતી જોઇ અકબર બાદશાહ પણ દિલ્હી તરફ ઘેરો ઉઠાવીને ચાલ્યો ગયો. અરૂણાના સીપાઇઓએ બાદશાહના તંબુઓને લુંટી લીધા અને પૂર્ણ આનંદથી તેમણે ચિતોડમાં પ્રવેશ કર્યો.



## (૩૬) "અંતનો પ્રારંભ."

યુદ્ધ પછી ઉદયસિંહ અરૂણાના પરાક્રમથી મુગ્ધ બનીને તેનાપર વધારેને વધારે પ્રીતિ રાખવા માંડી. હવે ઘણું કરીને ઉદયસિંહનો આખો વખત અરૂણાની પાસેજ વ્યતીત થતો હતો. ક્વચીતજ કોઈ રાજકાર્યમાં તે ધ્યાન આપતો. આથી સરદાર લોકો ગુસ્સે થયા. સરોજસુંદરીની માનસીક પીડા પણ વધી પડી હતી. જ્યારે તેનાથી તે પીડા સહન ન થઇ શકી ત્યારે તેણીએ એક પત્ર લખી લાવણ્યની જોડે અરૂણાના તરફ મોકલાવ્યો. હવે અરૂણા પર તેને ક્રોધ ન હતો. લાવણ્ય સાથે અરૂણાએ મોકલાવેલો જવાબ સાંભળી પ્રથમ સરોજ સુંદરી નારાજ થઇ હતી પરંતુ જ્યારે તેણે જોયું કે અરૂણા જાતે યુદ્ધ કરવા નીકળી પડી છે અને અકબર બાદશાહ તેના પરાક્રમ આગળ હાર ખાઇ દીલ્હી નાસી ગયો છે ત્યારે તે અરૂણા પર અત્યંત સ્નેહથી જોવા લાગી. અને ત્યારેજ તે સમજી કે અરૂણાનું હૃદય ઘણું ઉચ્ચ છે અને મન પવિત્ર છે. તે વખતે અરૂણાએ સરોજસુંદરીના પત્રનો એવો જવાબ આપ્યો તેનું કારણ એટલુંજ કે અરૂણાને રાણાની મદદ વિના એકલીને યુદ્ધની તૈયારી કરવી હતી. આથી કરીને યુદ્ધ પછી પણ સરોજ સુંદરી અરૂણા પર હંમેશાં પુજ્યભાવથી જોતી હતી અને તેને વીરક્ષત્રાણી સમજી પોતાના દુઃખે જરૂર તે દુઃખી

થશે એમ ધારીનેજ તેણે રાણાને સમજાવવા સારૂ તેના પર પત્ર લખ્યો હતો. પત્ર નીચે પ્રમાણે હતો. સર્વ ગુણસંપન્ન વ્હાલા બ્હેન !

આપના ગુણો તથા આચરણોને દેખીને હું અત્યંત રાજી થાઉ છું હું જીંદગી પર્યંત આપના ગુણોને ભૂલી જઇશ નહીં. તમે ઘણાજ ભાગ્યશાળી છો અને પતિસેવા બરાબર બજાવી જાણો છો. તમે અમારી તથા ચિતોડની રક્ષા કરી છે અને સાથે આપણા પતિની પણ રક્ષા કરી છે. તમે રજપુત કુલાવતંશ રમણી છો અને મેવાડની રાજ્યરાણી પદને યોગ્ય છો. તમે સાક્ષાત સ્વર્ગની દેવી છો. પ્રિય-ભગિની ! હું અત્યંત દુઃખી હોવાથી આ પત્ર આપને લખું છું. હું આશા રાખુ છું કે આપ ક્રોધેતો નહીજ ભરાઓ. આપતો પતિ પરાયણ સ્ત્રી છો એટલે પતિથી વિમુખ થયેલી સ્ત્રી કેવું જીવન વ્યતીત કરતી હશે તે આપનાથી અજાણ્યું તો નહીજ હોય. જે સ્ત્રી સેવાથી વંચિત રહે છે તેનું જીવવું વૃથા છે. આવી દુર્ભાગી સ્ત્રીઓ માંની એક હું છું વળી તમે સમજતા હશો કે તમારે માટેજ રાણાજી રાજકાર્યમાં ધ્યાન આપતા નથી અને બીજાઓના દુઃખી જીવનના કારણભૂત તમેજ છો. તમે બુદ્ધિમાન છો તો જેમ બને તેમ જલદીથી આ સર્વ દુઃખ દૂર થાય એવો ઉપાય કરો નહીતો આ અસાર સંસારમાં મારે આત્મહત્યા શિવાય બીજો કોઇ ઇલાજ નથી

કૃપાકાંક્ષી સરોજ

આ પત્ર વાંચી અરૂણાએ તરતજ તેનો જવાબ લખી લાવણ્ય સાથે મોકલી દીધો. અરૂણાએ આ પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું—

પ્રિય બ્હેનઃ—

મારા માટે સઘળાંને જે કષ્ટ સહન કરવું પડયું છે તે માટે મને ક્ષમા આપશો હું જલદીથી આનો ઉપાય કરીશ.

તમારી દાસી,

અરૂણા

લાવણ્ય આ જવાબ લઇને ચાલી ગયા પછી અરૂણાએ પોતાની મૂર્તિને અનેક રીતે ધીક્કાર આપવા માંડયો કારણ કે તેના માટેજ સર્વને દુઃખ થતું હતું. અરૂણાની આંખોએ અંધારાં આવવા માંડયાં બીછાના પર તે પડી, અને વીચાર કરવા લાગી–ખરેખર મારે માટેજ રાણા હંમેશાં મારી પાસેને પાસે રહી રાજકાજ પર ધ્યાન આપતા નથી, હંમેશાં તેઓ મારાથી બીલકુલ વીખુટા પડતાજ નથી. વળી ભુલેચુક પણ તે સરોજસુંદરીના મહેલે જતા નથી ત્યારે હુંજ આખા રાજયમાં વિધ્નરૂપ થઇ પડી છું; હવે મારે શું કરવું ? આ બાબત રાણાને મેં કેટલુંએ કહ્યું પણ તેમણે મારૂ માન્યું જ નહીં. તેઓ આટલા બધા મારા રૂપપર મુગ્ધ બની ગયા છે તો શું મારે મારા રૂપનો નાશ કરવો ? હવે નક્કી હું આ સંસારનો ત્યાગ કરી સરોજસુંદરીને સુખી કરીશ, રાજ્યકાજમાં નડતા કંટકને દૂર કરીશ, અને રાણાનું કલ્યાણ કરીશ.



## (૩૭) વિષ પ્રાશન.

અરૂણાએ ઘણા સમય સુધી શૈયાપર પડી રહીને રૂદન કર્યું અને ક્રમેક્રમે તેના દુઃખમાં પણ વધારો થવા લાગ્યો. આ વખતે તેના હૃદયમાં સેંકડો વીછીની વેદના થતી હતી. વળી તેને કોઇ ઉપાય

પણ સુઝતો નહતો આથી તે વધારે ને વધારે આંસુ સારતી પડી રહી. એક પોતાના પ્રાણનો મોહ, અને બીજો પતિનો મોહ આ બેમાંથી ક્યાને તુચ્છ ગણવો તેનો તે નિર્ણય ન કરી શકી.

અરૂણા પોતાના નોકરો પૈકી એકને ઘણું માન આપતી કારણ કે તે નોકર દરબારમાં બનેલી દરેક હકીકત અરૂણાને પુરેપુરી રીતે કહી સંભળાવતો. જે વખતે અરૂણા આ પ્રમાણે શૈયાપર પડી રહી હતી તેજ વખતે તે નોકર એક હ્રદયવિદારક સમાચાર લઇને ત્યાં આવી પહોંચ્યો, તે કહેવા લાગ્યો–મહારાણી! આજે મેં જે વાત ત્યાં સાંભળી છે તેથી મારૂ હ્રદય ચીરાઇ જાય છે, બાદશાહની સાથે યુદ્ધ થઇ ગયા પછી આપે કહ્યું હતું-મેંજ યુદ્ધ કરીને ચીતોડનું રક્ષણ કર્યું છે— તેને મહારાણાએ પણ કબુલ રાખી પોતાના સરદારો આગળ જણાવ્યું કે જો આપે આ પ્રમાણે તે દિવસે યુદ્ધ ન કર્યું હોત તો ચિતોડની રક્ષા કેવી રીતે થઇ શકત! આ પ્રમાણે આપના વખાણ સાંભળવાથી સરદાર લોક આપનાપર વિરકત બની ગયા છે. મહારાણી આનાથી પણ આગળ વાત કહેવાની બાકી છે પરંતુ મારાથી તે કહી શકાતી નથી......અરૂણાએ કહ્યું–નિર્ભય બનીને બધી વાત તું મને કહી દે.

પેલા નોકરે હવે બન્ને હાથ જોડીને કહ્યું–પેલા સરદાર લોકોએ કહ્યું કે ચિતોડમાં આટલા બધા વીર પુરૂષો છતાં શું એક વારાંગનાએ વીરાંગના બનીને ચિતોડની રક્ષા કરી? વળી તેણે મહારાજાનો પ્રાણ પણ બચાવ્યો છે. આ બાબત તેમને બડી અપમાન સૂચક થઇ પડી છે. મેં ઘણા પ્રયત્ને આ વાત જાણી છે કે જલદીથી એ લોકો આપના વિનાશનો ઉપાય કરનાર છે. રાજાથી ગુપ્ત રીતે એ લોકોએ

એક પ્રાણઘાતક ષડ્યંત્ર રચ્યો છે. હવે આપ આપના બચાવ માટે પુરતી ગોઠવણ કરશો.

આ બધી વાત સાંભળી રહ્યા પછી અરૂણાએ તેને ત્યાંથી ચાલ્યા જવાનું સુચવ્યું. પછી એક દાસીને બોલાવી કહ્યું-જલદીથી રાણાને મારી પાસે બોલાવી લાવ. એક બીજી દાસીને વિજયસિંહને બોલાવવા મોકલી. તે લોકોના ગયા પછી તેણે બન્ને હાથવતી આંખો ઢાંકી દઈ એક ઉંડો નિઃશ્વાસ મુક્યો અને પછી બોલી હું મારી જાતેજ પ્રાણત્યાગ કરૂં છું, તેઓ શો ષડ્યંત્ર કરવાના છે?

આજ વખતે અરૂણાને સાંભરી આવ્યું કે થોડાક દિવસ પર એક સ્ત્રીની પાસેથી હાલાહલ વિષ તેણે મેળવ્યું હતું. અરૂણાએ તરતજ તે ખોળી કાઢ્યું અને અત્યંત પ્રસન્નતાથી તેણે વિષ ખાઇ લીધું. તરતજ તે કાંતીલ ઝેરે પોતાનો પ્રભાવ બતાવવા માંડ્યો, અરૂણા આથી પોતાની શૈયાપર પડીને આળોટવા લાગી.

થોડી વારમાં રાણા ત્યાં આવી પહોંચ્યા, અને અરૂણાની આ દશા જોઈ વ્યાકુળ બનીને પુછ્યું—પ્રિય ! કેમ શું છે? તબીઅતને કેમ છે?

અરૂણા—ઉદયસિંહનો અવાજ સાંભળી તે તરતજ બેઠી થઇ નેત્રો લુછી નાખી પ્રસન્ન મુખે બોલી—મહારાજ! દાસીએ આપના છેલ્લી વારના દર્શન કરવા આપને અત્રે બોલાવ્યા છે. હવે હું ક્ષણભર પર્યંતજ જીવી શકુ તેમ છું.

ઉદય.— આ તે શું બોલે છે? સાચું બોલીજા. શું વાત છે? આમ શા માટે આળોટયા કરે છે?

અરૂણા—મહારાજ? આ દાસીએ કયારે આપને જુઠું કહ્યું છે? કોઈ સ્ત્રી પોતાના પતિની આગળ જુઠું બોલે ખરી? પ્રાણનાથ!

હું સત્યજ કહું છું કે હું હવે ક્ષણભરમાંજ આ સંસારમાંથી પ્રણામ કરી જઇશ કારણ કે મેં વિષ ખાધું છે.

ઉદય.—તને વિષ કોણે આપ્યું ?

અરૂણા— ઇચ્છા થતાં કોઇ પણ વસ્તુ અલભ્ય નથી.

ઉદય.—તેં શા માટે વિષ ખાધું ?

અરૂણા—આપના કલ્યાણ માટે, સરોજસુંદરીના સુખને માટે તથા ક્ષત્રીઓના સન્માનને માટે.

ઉદયસિંહને આ સમયે જગત્ અંધકારમય ભાસતું હતું. તરતજ તેણે ઓરડાની બહાર આવી એક નોકરને વૈદને તેડવા મોકલી દીધો, પાછો તે અરૂણાની પાસે આવી પહોંચ્યો અને અરૂણાનું મસ્તક પોતાના ખોળામાં રાખી શૈયાપર બેઠો. ધીમે ધીમે અરૂણાના શરીરની અવસ્થા ખરાબ થતી જતી હતી. આ વખતે અત્યંત ક્ષીણ સ્વરથી તે બોલી પ્રાણનાથ ! મારા અંત સમયે આપના ચરણોને મારા મસ્તકે ધરો. આજે મારા જેવી કોણ સૌભાગ્યવતી હશે કે પતિના સામેજ પરલોક વાસી થઈ શકે ?

"પ્રાણનાથ ! મેં આપને અનેકવાર કહ્યું હતું કે મારા પર મુગ્ધ બનીને સરોજસુંદરીને દુ:ખ ન આપો; તથા રાજ્યની હાની ન કરો, પરંતુ આપે મારૂ એ કહેવું બીલકુલ ગણકાર્યુંજ નહીં. આથીજ મેં આજે તે નડતા કંટકને જડમૂળથી ઉખાડી ફેંકી દીધો છે, આપ આ દાસીના સર્વ અપરાધ ક્ષમા કરજો. હવે હું જાઉં છું, બીજી પણ એક વાત કૃપા કરીને સાંભળી લો. આપ રજપુત વીર હોઈ યુદ્ધમાં જતાં ડર બતાવો છો. આથી ચિતોડનું કલ્યાણ થઈ શકે તેમ નથી. મારે એક દિવસ મરવાનું તો છેજ તો શામાટે પતિના પહેલાં મરી સરોજ

સુંદરીને સુખી ન કરતી જાઉં ? પ્રાણનાથ ! એક વારાંગના ચિત્તોડનું રક્ષણ કરે છતાં પણ તે કાંઇ વીરાંગના બને ? મારા કર્મનોજ વાંક ! પ્રાણનાથ ! ક્ષમા ! દયા !......

ઉદય૦—અધીરા બની જઇ—" પ્રાણેશ્વરી ! તું વીર નારી છે. " પ્રિયે ! તને વારાંગના કહેનાર મૂર્ખ છે ! તું ખરેખર વીરાંગનાજ છે ! આ વખતે વિજયસીંહ પણ ત્યાં આવી પહોંચ્યો, પરંતુ અરૂણા તદ્દન શાંત પડી ગઇ હતી, તેનાથી કાંઇપણ બોલી શકાયું નહીં; ફક્ત હાથનો ઇસારો માત્ર કરીને આ સંસારનો ત્યાગ કરી પતિના ખોળામાંજ પરલોક વાસિની થઇ ગઈ. એક આદર્શ આર્ય રમણીરત્નનો સંસારમાંથી લોપ થયો !



## (૩૮) ચિતોડ પર ફરીથી.

અરૂણાના મરણ પછી ઉદયસિંહ સર્વ રાજકાજને તીલાંજલી આપી રાત દિન ફક્ત અરૂણાના નામનીજ માળા ફેરવતો બેસી રહ્યો. ઉદયસિંહને આ પ્રમાણે ચીંતામાં પડેલો જોઈ આખા રાજ્યના લોકો ચીંતાગ્રસ્ત બની ગયા. આનું પરિણામ એ આવ્યું કે ચિતોડની સર્વ જાહોજલાલી મંદ પડી ગઇ.

હવે અકબર બાદશાહ જે એકવાર પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડયો હતો તે આ તકનો લાભ લઇ અસંખ્ય સેના સાથે ચિતોડ પર ફરીથી ચઢી આવ્યો અને કેટલાએક માઇલ સુધી પોતાની છાવણી નાંખી ઉદયસિંહની માર્ગપ્રતિક્ષા કરવા લાગ્યો. આ વખતે અકબરે જેટલી સેના એકત્ર કરી હતી તેટલી સેના ચિતોડ માટે કદાપી બાદશાહે એકત્ર કરી નહતી.

જ્યારે ઉદયસિંહે અકબરના આગમનના સમાચાર સાંભળ્યા ત્યારે તે તરતજ એક કાયર પુરૂષની માંફક ડરીને ચિતોડમાંથી પલાયન કરી ગયો. આ પ્રમાણે ઉદયસિંહના નાસી જવાથી સરોજસુંદરીની સ્થિતી ઘણી કફોડી બની ગઇ. સમસ્ત દુનીઆમાં તેને તિમીરપટ પથરાયેલો માલુમ પડવા લાગ્યો. તેણે બહુજ ગભરાઇ જઇને લાવણ્ય સાથે એક પત્ર સભામાં મોકલ્યો અને કહાવ્યું કે બીલકુલ ગભરાયા વીના ચિતોડના રક્ષણ માટે ઉપાય શોધી કાહાડો.

આ પત્ર સાથે લાવણ્યે સભામાં આવીને સરદારોને પત્ર આપી સરોજસુંદરીનો સંદેશો કહી સંભળાવ્યો. તે પત્ર સરદારોએ નીચે મુજબ વાંચ્યો—

ચિતોડના આવા વિપત્તિના સમયમાં રાણાએ આપણો ત્યાગ કર્યો છે તેથી આપ ભગ્નોત્સાહ બનીને ચિતોડનું રક્ષણ નહીં કરો તો તેને માટે હવે બીજો કોઇ ઉપાય નથી. આથી આપ ઉત્સાહીત બની બીજા બધા રાજાઓને એકત્ર કરી એકદમ યુદ્ધની તૈયારી કરો. અમે સર્વ સ્ત્રીઓ પણ જોહરવ્રત ધારણ કરવા હરેક પળે તૈયારજ રહીશું.

આ પત્ર વાંચીને સર્વના અંતરમાં ઉત્સાહના અંકુરો ફુટવા લાગ્યાં અને તરતજ સર્વ રાજાઓને યુદ્ધને માટે આમંત્રણો પણ કરી દેવામાં આવ્યાં. બદેરીયાના સામન્ત, સાંગા રાણાના વંશજ, પૃથ્વિરાજના વંશજ પરમાર રાજા, ઝાલાપતિ, દેવલના વંશજ, રાઠોડ, ચોહાણ વીગેરે જેટલા રાજાઓ મેવાડના સ્વાધિનસ્થ હતા તે બધાએ રાજાઓ પોત પોતાના સૈન્ય સાથે ચિતોડની રક્ષા કરવા આવી લાગ્યા. સરોજસુંદરીએ મંત્રીઓ દ્વારા તે સર્વ રાજા રજવાડાઓને આદર આપ્યું અને આંતરીક કૃતજ્ઞતા દર્શાવી

તેઓને બમણા ઉત્સાહીત કર્યા. આગંતુક રાજાઓમાં બે વીર બાલકો હતા જેમની વીરતાની કહાણી અદ્યાપિપર્યંત ભારતવર્ષમા પસિદ્ધ છે. આ બે બાળકો તે વેદનોરનો અધિશ્વર જયમલ્લ અને બીજો તેનો નાનો ભાઇ પુત્ત ઉમ્મરે અનુક્રમે ૨૦ અને ૧૬ના હતા.

જ્યારે સરોજસુંદરીએ આ બે બાળકોના આગમન વિષે સાંભળ્યું ત્યારે તે અત્યંત આનંદ પામી અને તેમને પોતાના મહેલમાં તેડાવ્યા. તેમને જોઇને નેત્રોમાં આંસુ સાથે પોતાની આન્તરીક દુઃખી સ્થિતી પ્રકાશ કરતાં કહ્યું-બેટાં! જુઓ આજ રાણાજી અમને આવી વિપત્તિમાં મુકીને ચાલ્યા ગયા છે.

આ વાત સાંભળી જયમલ્લે કહ્યું-માતા! આપ આ બાબતની બીલકુલ ચિંતા છોડી દો. રાણાજી નથી તો તેમાં શું થઈ ગયું? આમ બોલીને જયમલ્લે તરતજ તેની તરવારને હાથમાં લઈ પાછું કહ્યું-"માતા! મારામાં પ્રાણ છે ત્યાં લગી આપણા ચિતોડની રક્ષા કરવાની હું પ્રતિજ્ઞા લઉં છું." જયમલ્લની પ્રતિજ્ઞા સાંભળી કેવલપતી પુત્તે પણ તેની તરવારને હાથમાં લઇ કહ્યું-હું પણ પ્રતિજ્ઞા લઉં છું કે ચિતોડને માટે અને આપણી કુલમર્યાદાને માટે તથા રાણીને માટે આ શરીરમાં પ્રાણ છે ત્યાં લગી તો પાછો નહીંજ હઠું.

આ બે વીર બાળકોની પ્રતિજ્ઞા સાંભળીને રાણી અવાક બની ગઈ. થોડીવાર પછી તે બોલી-પુત્રો! આજે તમે તમારા કોમલ મુખથી જે કઠીન પ્રતિજ્ઞા કરી છે તેના લીધે મારૂં હૃદય ગદ્ગદ બની ગયું છે. તમારી માતાને ધન્ય છે કે તેની કુખથી તમારા જેવા વીર બાલકો ઉત્પન્ન થયા. પરંતુ આ પ્રતિજ્ઞાનું પાલન કરતાં પહેલાં તમારે તમારી માતાની આજ્ઞા લેવી જોઇએ. જયમલ્લે જણાવ્યું કે જરૂર આજ્ઞા લઇશુંજ માટે જલદીથી તેને અહીં તેડાવો.

રાણીએ બન્ને વીર બાળકોના કોમલ કંઠમાં ગજમોતીની માળા પહેરાવી દીધી અને કહ્યું-પુત્ર! જગદ્જનની દુર્ગામાતા અવશ્ય તમારી રક્ષા કરશે.

બન્ને બાળકો રાણીને પ્રણામ કરી બહાર નીકળી ગયા અને યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. રાણીએ તરતજ જયમલ્લની માતાને ચિતોડમાં તેડાવવા માણસ પણ મોકલી દીધો.

## (૩૯)સૂર્ય તોરણની રક્ષા

પ્રાતઃકાળ થતાંજ પોતાની સેનાના વિભાગ પાડી યથાસ્થાને તેમને ગોઠવી તે સીંહ દરવાજા પર આવી લાગ્યો. ત્યાં સૂર્ય તોરણની રક્ષા કરવા માટે વીર રજપુતો ઉભેલા હતા. બંન્નેના પક્ષમાં જબરૂ યુદ્ધ જામ્યું વીર ચંદાવત અને બીજા અનેક રજપુતોએ શત્રુઓના ઉપર તૂટી પડી તેમનો સંહાર કરવા માંડયો. તેમના શરીરમાં પ્રાણ રહેતાં સુધી તેમણે મુસલમાનોને દરવાજામાં નહી પેસવા દેવાનો નિશ્ચય કર્યો હતો પરંતુ બાદશાહની અસંખ્ય સેના આગળ તેમની શી ગણત્રી! ઘણા રજપુતો માર્યા ગયા. હવે રજપુતોનો ઉત્સાહ તૂટવા માંડયો હતો. પરંતુ વીર બાલકે તેમને ચઢાવવા માંડયું અને તેમની વચ્ચે રહી કહેવા લાગ્યો—વીર રજપુતો! જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી એક પણ મુસલમાન દરવાજામાં પેસવા શક્તિમાન નથી. હું સેનાપતિ પદ લઉં છું માટે મારી સાથે,રહેવાની જેમની ઇચ્છા હોય તેમણે તૈયાર થઇ જવું, બાળકના આવાં વચન સાંભળી બધાએ રજપુતો ઉત્સાહીત થઇ ગયા.

પછી સાંયકાળે તે વીર બાળક પુત્ર માતાની આજ્ઞા લેવા ગયો. ત્યાં તેની માતા તથા સરોજસુંદરી બન્ને ઉદાસ બની બેઠાં હતાં. તે

બન્નેને પ્રણામ કરી તેણે માતા પ્રત્યે કહ્યું—માતા! આજ મેં નિશ્ચય કર્યો છે કે શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી સૂર્ય તોરણની રક્ષા કરવી તો આપ કૃપા કરીને મને રજા આપો અને મારૂં કાર્ય સફળ થાય તે માટે આશીર્વાદ આપો.

પુત્રનાં આવાં વચન સાંભળી માતાએ અત્યંત આનંદ સાથે પુત્રને છાતી સરસો ચાંપ્યો અને બોલી—બેટા! આજે તેં રજપુતોને યોગ્ય કાર્યમાં ભાગ લીધો છે અને તારા કુળ તથા પિતાની કીર્તિ ઉજ્વળ બનાવી છે. રણસંગ્રામમાં કદાચ હારવાનો પ્રસંગ આવે તો કાયરની માફક ન્હાસી ના આવતો પરંતુ વીરની માફક લઢીને પ્રાણ આપજે અને સ્વર્ગમાં જઈ તારા પિતાને મળજે. આ પૃથ્વીપર અક્ષયકીર્તિવંત થવા તથા તને મદદ કરવા હું પણ શસ્ત્રો સજી યુદ્ધ કરવા આવું છું. તારા પિતાના મરણ વખતે હું સતિ થવાની હતી પરંતુ તને બાળક દેખી થઈ નહી તો આજ તારી સાથમાં યુદ્ધ કરી મુસલમાનોનો સંહાર કરી પતિની પાસે ચાલી જઈશ.

આટલું કહીને તે વીરમાતાએ પોતાના હાથેજ બાળકને લોહકવચ પહેરાવ્યું અને પોતે પણ રણવેશમાં સુસજ્જિત બનીને કેવળ એકલી નહીં પરંતુ તે વીર બાળકની વિવાહિતા ૧૨ વર્ષની પત્નિ પણ આ જોઈને કહેવા લાગી—સાસુજી! હું પણ આપની સાથે રણસંગ્રામમાં આવી શત્રુઓનો નાશ કરીશ. તેના મુખમાંથી આ વચનો સાંભળી આખા રાણીવાસમાં જય જયના ધ્વની સંભળાવા લાગ્યા. વીર માતાએ તેને પણ રણવેશ સજાવી દીધો.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાની સાથેજ વીર બાળક પુત્ત તેની સેના સાથે સૂર્ય તોરણ પર આવી ઉભો. બાદશાહના સીપાઈઓ પણ

પૂર્ણ જોશથી તોરણ પર તૂટી પડયા અને બન્ને પક્ષમાં જબર રમખાણ મચી રહ્યું. વીર જયમલ પણ તેનું સિંહ સમાન બળ દેખાડતો રણમાં ઘુમતો હતો. જ્યાં દેખો ત્યાં કપાયલા માથા નજરે પડતાં હતાં. જયમલની તરવારથી સેંકડો માથાં જમીન દોસ્ત બની ગયા. તેનું આવું પરાક્રમ નીહાળી તેના હાથ નીચેના સરદારો પણ બમણા ઉત્સાહીત બની લડવા લાગ્યા. જેમ કોઈ ખેડુત ખેતરમાં ઘાસ કાપતો હોય તેમ રજપુતો મુસલમાનોને કાપવા લાગ્યા.

આ પ્રમાણે અસંખ્ય સેનાનો સંહાર કરતો કરતો જયમલ મુસલમાન સેનામાં પેઠો અને ત્યાં જબરી કતલ ચલાવી. જયમલની આવી બહાદુરી જોઇ કોઈ મુસલમાન તેના સામે આવી ઉભો રહેવા હીંમત ધરતો નહીં. દૂરથી બાદશાહે જ્યાં આવો પ્રકાર જોયો ત્યારે તેણે જીતવાની આશા છોડી દઈ નીતિવિરૂધ પાછળથી જયમલ્લની છાતીમાં ગોળી મારી. ગોળીનો પ્રહાર થતાંજ તે જમીનપર પટકાઇ પડ્યો અને પડતાં પડતાં પણ બોલ્યો ધિક્કાર છે એ મુસલમાનોને, રજપુત લોકો ધર્મથી નીતિમાં રહી યુદ્ધ કરે છે પરંતુ આ મુસલમાનો અધર્મી હોઇ સામે લડતાં ન હિંમત ચાલવાથી પાછળથી પ્રહાર કરે છે.

જયમલ્લના પડવાથી રજપુતો અત્યંત ક્રોધે ભરાઇ મુસલમાનો પર તૂટી પડયા. પણ આટલી મોટી મુસલમાનોની સંખ્યા આગળ તેમનો શો હિસાબ! થોડી વારમાંજ ઘણા રજપુતો યુદ્ધ ભુમિપર હમેશને માટે નિદ્રા કરી ગયા.

સૂર્ય તોરણ પર પુત્ત પણ અતુલ પરાક્રમ બતાવતો હતો. તેના હાથની તરવાર વીજળીનું કામ કરતી હતી. જેને એક ઝપાટો લાગ્યો તે ફરીથી પાછો ઉઠે તેવું તો હતુંજ નહિ. આ પ્રમાણે ઘોર યુદ્ધ ચાલી

રહ્યું હતું એવામાં પાછળથી "જયદુર્ગા, જયકાલી"ના ધ્વની કરતી રણવેશમાં સુસજ્જિત બે સ્ત્રીઓ મોગલોપર તૂટી પડી. જેમ સિંહ હાથીઓને ડોલાવે અને તેમનું મથન કરે છે તેમ આ બે વીર રમણીઓ મુસલમાનોનું મથન કરવા લાગી. તેમના હાથની લાઘવતાથી સ્પષ્ટ જણાતું હતું કે જાણે ચિતોડના રક્ષણ માટે સાક્ષાત દુર્ગા પોતાની શક્તિ અને યોગીનીને લઇને સમર ભૂમિમાં આવી છે. જોત જોતામાં તો મુસલમાનોની સેના છીન્ન ભીન્ન થવા લાગી.

## (૪૦) કૃષ્ણલાલનું પ્રાયશ્ચિત.

જે સમયે આ પ્રમાણે ઘોર યુદ્ધ ચાલી રહ્યું હતું તે વખતે રાણીની સખી લાવણ્ય તેના પતિ વીજયલાલની આજ્ઞાથી ચોર દરવાજે થઇ અપરિચીત કૃષ્ણલાલને મળવા માટે નીકળી તેના તંબુમાં જઇ તેને પ્રણામ કરી ઉભી રહી. કૃષ્ણલાલે તેને જોઇ સવાલ કર્યો—તું કોણ છે અને અહીં શા માટે આવી છું ? તેણે નમ્રતાથી જવાબ આપ્યો મહારાજ હું અરૂણાની સખી અને તેના રક્ષકની સ્ત્રી છું. કોઇ ખાસ કારણસર આપની પાસે મારૂં આવવું થયું છે.

કૃષ્ણલાલ—શું કામ છે તે જલદીથી કહો ?

તરતજ લાવણ્યે એક પત્ર કાઢીને કૃષ્ણલાલના હાથમાં આપી દીધો તે વાંચીને કૃષ્ણલાલ બોલ્યો—જાવ તમે વિજયલાલને કહેજો કે આપની સેનાને માટે હું પશ્ચિમ દરવાજે ઉભો રહીશ ત્યાં થઇને તે અરૂણાના આઠ હજાર સૈનિકો સાથે સરોજસુંદરીને લઇ ભલે ચાલ્યા જાય. હું તેમને જવા દઇશ. જતી વખતે વિજયલાલને હાથમાં લાલ વાવટો રાખવા કહેજો એટલે સરોજસુંદરી બહાર નીકળે તે સમયે લડાઇ બંધ કરાવી શકાય.

આ પ્રમાણે જવાબ લઈ લાવણ્ય ગઢમાં ચાલી ગઇ. રજપુત લોકો આ વખતે જબરી કતલ ચલાવી રહ્યા હતા. વીર પુત્ર તેની માતા અને સ્ત્રી અતુલ પરાક્રમ દર્શાવતા ચારે કોર ઘુમતા હતા. અને અનેક યવનોને પૃથ્વિ પર પટકયા હતા. પરંતુ જ્યાં ચિતોડની અધિષ્ટાત્રી દેવી રાજ્ય લક્ષ્મિ ચિતોડ છોડી દૂર ગઇ પછી તેની રક્ષા કરવા કોણ શક્તિમાન બને ? જોતજોતામાં જેટલા રજપુત વીરો લઢતા હતા તે બધાએ એક પછી એક પોતાની યશ પતાકા ફેલાવતા પડવા લાગ્યા.

સમસ્ત રજપુતોના મૃત્યુ ઉપરાંત પણુ લઢાઈ શાંત પડી નહીં. આવા સમયે પણુ ચિતોડમાં કાંઇ વીર પુરૂષોનો લોપ થઇ ગયો ન હોતો. હજુ અરૂણાના આઠ હજાર વીર સૈનીકો રહ્યા હતા તેમણે હવે બીજો કોઇ ઉપાય નથી એમ ધારી એક મોટી ચીતા બનાવી સર્વ સ્ત્રીઓને જોહર વ્રત પાલન કરવાની સુચના આપી સરોજ સુંદરીને શીનીકાપર પર ચઢાવી દઈ એક બીજાની રજા લઈ તેમણે કેસરીયાં ધારણ કરી રણમાં પ્રયાણ કર્યું. વીજયલાલ પણ પૂર્ણ સાહસથી લઢવા તઇયાર બન્યો. આ વખતે જાણે યમરાજ જાતે પોતાની સેના સાથે યુધ્ધ કરવા આવ્યા હોય તેવો દેખાવ વીજયલાલ અને તેની આઠહજાર સેનાનો થઇ રહયો હતો.

અહીં વાંચક શંકા કરશેકે એક અબલા સમસ્ત યવનોના તંબુ વટાથી રાત્રીના સમયે કૃષ્ણુલાલની નજીક કેવી રીતે જવા પામી આ શંકા યોગ્ય છે અને તેનો ખુલાસો લાવણ્ય વિશેનો વાંચકોનો સંદેહ દુર કરવા ઉચિત ધારૂં છું.

જ્યારે લાવણ્ય તેના પતિની આજ્ઞાથી ચાર દરવાજા બહાર આવી ત્યારે તેણે વિચાર કર્યો, આ રૂપથી મુગલોની ;સેનામાં જવું

યોગ્ય નથી તેથી તેણે એક માલણનો સ્વાંગ સજી લઇ એક હાથમાં પોપટ અને બીજા હાથમાં ફુલની છાબડી લઇ પોતાનો રસ્તો કાપવા લાગી.

સર્વ મનુષ્યો પોત પોતાના કાર્યમાં મશગુલ બની રહ્યા હતા. પહેરેગીર લોક ફરતા ફરતા પહેરો ભરતા હતા. આવા સમયે લાવણ્ય તદ્દન નિર્ભય બની કૃષ્ણલાલના તંબુ તરફ જતી હતી. પહેરેગીરે જોયું કે કોઇ નવ યુવતિ એક હાથમાં પોપટ અને બીજા હાથમાં ફુલની છાબડી લઇ બાદશાહી તંબુઓ તરફ ચાલી રહી હતી. તેનું રૂપ દેખી પહેરેગીર મુગ્ધ બની ગયો અને હસતાં હસતાં લાવણ્યને પુછવા લાગ્યો—અરે તું ક્યાં રહે છે તે આમ પુછ્યા વીનાજ લશ્કરમાં ચાલી રહી છે?

લાવણ્ય—તમારે તે શા માટે પુછવું પડે?

પહેરેગીર—વાહ! કેમ પુછવું ના પડે? તારી છાબડીમાં શું છે?

લાવણ્ય—શું તમારાથી દેખાતું નથી? એમાં તો વળી ફુલની માળાઓ છે!

પહેર૦—એ માળા તું કોને માટે લાવી છું? અને તું કોને શોધે છે.

લાવણ્ય—હું એક આદમીને શોધું છું:?

પહેરે૦—ત્યારે અમે લોકો આદમી નથી કે શું?

લાવણ્ય—પણ હું જેને શોધું છું તે માણસ કોઇ બીજો છે.

પહેરે૦—આ માળાને શું કરીશ?

લાવણ્ય—તેના ગળામાં પહેરાવીશ.

પહેરે૦—તારી માળા પહેરવાથી શું થશે?

લાવણ્ય—મારી માળા પહેરવાથી યમપુરીમાં જવાશે.

પાસેના એક તંબુમાંથી એકાએક એક મુસલમાન નીકળી આવ્યો ને કહેવા લાગ્યો-લાવ તારી માળા પહેરીને યમપુર જવા હું તૈયાર છું; મને પહેરાવી દે.

લાવણ્ય—યમપુરીમાં જવા તૈયાર છું તો ગળે ફાંસો નાખી કેમ મરતો નથી. આ માળા પહેરવાનું તારૂં મોઢું નથી.

આટલી વાત કરી લાવણ્ય ત્યાંથી આગળ ચાલી ગઇ, તેની તેજસ્વીતા આગળ કોઇની હિંમત તેને રોકવા માટે ચાલી નહીં. રસ્તામાં તેને એક સૈનીક ચાલ્યો આવતો સામો મળ્યો. તેણે લાવણ્યનું રૂપ જોઇ મુગ્ધ બની પુછ્યું-તું કોણ છે?

લાવણ્ય—હું માલણ છું.

સૈનિક—કોના હુકમથી અહીં આવી છું?

લાવણ્ય—બેગમ સાહેબના હુકમથી.

સૈનિક—તારે તેમનું શું કામ છે?

લાવણ્ય—તેઓ આ ફુલની માળા તથા પોપટ ખરીદ કરશે એમ મારૂં ધારવું છે.

સૈનિક—તારૂં ઘર ક્યાં આવ્યું?

લાવણ્ય—ખાંસાબ! આપને આટલી બધી પડપુછ કરવાની શી મતલબ?

સૈનિકે ઉદામ બનીને છેવટે કહ્યું—સીધી ચાલીજા. સામેજ બેગમ સાહેબનો તંબુ પડેલો છે.

લાવણ્ય જલદીથી તે તરફ ચાલવા લાગી અને થોડીજવારમાં તંબુ આગળ આવી પહોચી. બહાર કેટલીક બાંદીઓ પહેરો ભરી રહી હતી. લાવણ્યે તેમને પોતાને અંદર જવા દેવા આજીજી કરી કહ્યું-મારે અંદર જવું છે આપ બેગમ સાહેબને મારો સંદેશો

પહોંચાડશો ? તરતજ એક બાંદી અંદર ગઇ અને તરતજ પાછી આવી લાવણ્યને ભીત્તર લઇ ગઈ. લાવણ્ય અંદર જઈ જોયું તો તેને જણાયું કે આ તંબુની શોભા એક રંગ મોહોલ કરતાં પણ ચઢી જતી હતી. સર્વ બેગમોએ તેને સત્કારથી આસન આપી બેસાડી અને તેની બધી માળાઓ ખરીદી લીધી. પરંતુ માળાઓ જોઇએ તે કરતાં ઓછી હતી એટલે બધીએ બેગમોને મળી શકી નહીં. આથી ઉદાસ બની બીજે દિવસે વધારે માળાઓ લઇને લાવણ્યને ત્યાં આવવાનું બેગમે કહ્યું.

પછી લાવણ્યે પેલો પોપટ બતાવી તે ખરીદવા કહ્યું—

આ પોપટને જોઇને બધીએ બેગમો રાજી રાજી બની ગઇ. એક જણે બચકારો બોલાવ્યો એટલે પોપટે મીઠા સ્વરથી "રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ" કહેવાનો આરંભ કરી દીધો, આથી કોઇ પણ બેગમે તે પોપટને લીધો નહીં. પછી લાવણ્ય વિનીત ભાવથી કહેવા લાગી—બેગમ સાહેબા ! જો આ ગરીબ દાસીને આજ્ઞા હોયતો દરરોજ આપની પાસે આવીને ફુલની માળાઓ આપી જાઉં, આ સાંભળી બેગમોએ કહ્યું-હાં જરૂર તું દરરોજ આવતી રહેજે ત્યારે લાવણ્યે કહ્યું-સરકાર ! સીપાઈ લોક આવવા નથી દેતા.

તરતજ બેગમે તેને એક પરવાનો આપ્યો અને કહ્યું-આ તું દેખાડીશ, એટલે તને કોઇ પણ રોકશે નહીં.

લાવણ્ય સલામ કરી ત્યાંથી ચાલી ગઇ. તેણે સાથે હિંદુ સૈનીકોના તંબુ દેખાડવા એક બાંદી રાખી હતી. બાંદીએ તેને કૃષ્ણલાલનો તંબુ બતાવ્યો એટલે તે તેમાંજ પેસી ગઈ. તેના હાથમાંનો પોપટ બોલવા લાગ્યો.

"રામ રામ કહો પ્યારે"

કૃષ્ણુલાલ સામેજ ખુર્સીપર બેઠો હતો. તેણે આ અપરિચીત સ્રીને જોઈ પુછયું—કેમ શું કામ છે?

લાવણ્ય—હું આ પક્ષિને વેચવા આવી છું. આપ ખરીદ કરશો?

કૃષ્ણ૰ મારે પોપટ નથી જોઇતો.

લાવણ્ય—અરે એતો બહુ સરસ બોલે છે.

કૃષ્ણ૰—તું કયાં રહે છે?

લાવણ્ય—હાલમાં તો હું અહીંજ છું.

કૃષ્ણ૰—અહીં શા માટે આવી છું?

લાવણ્ય—મહારાજ! હું ક્ષત્રિય કન્યા છું અને અરૂણાના તરફથી કાંઇક ખાસ કાર્ય માટે હું આપની પાસે આવી છું.

અરૂણાનું નામ સાંભળી કૃષ્ણુલાલે આશ્ચર્ય પામી પુછયું—શું ત્યારે તને અરૂણાએ અહીં મોકલી છે?

લાવણ્ય—નહી. મારા પતિએ મને મોકલી છે.

કૃષ્ણ૰—તારા પતિ કોણ?

લાવણ્ય—મારા પતિ એક દિવસ અરૂણાને માટે કપોતાક્ષી નદીમાં કુદી પડયા હતા—આપના પરિચીત કોઇ સૈનીકના તે પુત્ર છે અને તેમની હું સ્રી છું.

કૃષ્ણ૰—શું ત્યારે તારા પતિનું નામ વિજયલાલ?

લાવણ્ય—(લજ્જાથી મસ્તક નીચું નમાવી) જીહા.

કૃષ્ણ૰—વિજયલાલ કયાં છે?

લાવણ્ય—તેઓ દરવાજા પર એક મકાનમાં છે અને તેમણેજ મને એ ખાસ કાર્ય માટે મોકલી છે.

કૃષ્ણ.—તે શું કાર્ય છે વારૂ?

આ પ્રમાણે કૃષ્ણુલાલનું વચન સાંભળી લાવણ્યે પ્રથમ અરૂણાના

અરણુની બીના કહી સંભળાવી પછી કહ્યું—મારા પતિએ આપને નમ્ર વિનંતી સાથે કહાવ્યું છે કે ઉદયસિંહ ચિતોડ છોડી નાસી ગયો છે. અને નાના નાના બાળકો અને સ્ત્રીઓની રક્ષા કરવી એ અમારો મુખ્ય ધર્મ છે તો તે આપની સહાયતા વિના બની શકે તેમ નથી કારણકે ચારે બાજુએ બાદશાહની સેના પડી છે. હવે આપ મદદ આપોતો સ્ત્રીવર્ગને નગર બહાર લઇ જઇ શકાય.

આ પ્રમાણે સાંભળી લીધા પછી કૃષ્ણુલાલે કહ્યું--અરણાના મેલા આઠસો સીપાઇઓ કયાં છે?

લાવણ્ય—તે મારા પતિના તાબામાં છે.

કૃષ્ણુ.—ઠીક જા; વિજયસિંહને કહે કે હું સૈનીકો સાથે પશ્ચિમ દરવાજા પર રહીશ અને વિજયસિંહ આઠસો સીપાઇઓ સાથે રાણીઓને લઈ બહાર નીકળી જશે ત્યાં સુધી બરાબર ધ્યાન રાખીશ.

આ પ્રમાણે સાંભળી લઇ લાવણ્ય મસ્તક નમાવી જવાની રજા માગવા લાગી એટલે કૃષ્ણુલાલે કહ્યું:-

તું એકલી અત્યારે આ મુસલમાન સેનામાં થઇને કેવી રીતે જઇશ? આ ઉપરથી લાવણ્યે પોતાની બધી બાજીનો સ્ફોટ કૃષ્ણુલાલ આગળ કહી દીધો અને રાણીનો પરવાનો તેને બતાવ્યો. કૃષ્ણુલાલે આથી આનંદ પામી તેને જવાની રજા આપી.

લાવણ્યે ત્યાંથી આવી બધી બીના તેના પતિને કહી સંભળાવી.

બાદશાહની સેના સાથે વિજયસીંહ તેના આઠસો સૈનીકો સાથે યુદ્ધ કરી રહ્યો હતો તેણે છેવટે વિચાર્યું કે આટલી શત્રુઓની અસંખ્ય સેના આગળ મુઠીભર રજપુતો કાંઈ કરી શકવાના નથી. વળી રાણી તથા બાળકોને પણ બચાવવાં જોઇએ. આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના સૈનિકોને એક પ્રકારનો ઇસારો કર્યો. બરાબર

શિક્ષા પામેલા તેના સૈનિકોએ બાળકો અને સરોજ સુંદરીને પોતાની વચમાં રાખી વિજયલાલ સહિત મોગલ સેનાને કાપતા કાપતા પશ્ચિમ તરફ જવા લાગ્યા.

કૃષ્ણલાલ ત્યાં તેમની વાટ જોઇનેજ ઉભો હતો. તેમને જોઇ પોતાના સૈનિકોને કૃષ્ણલાલે ઇસારેથી તરવારો મ્યાન કરી દઇ શીર નીચાં નમાવી ઉભા રહેવાનું ફરમાન કરી દીધું. તે પ્રમાણે અમલ પણ જોત જોતામાં થઇ ગયો, વિજયસિંહ તેમની વચ્ચે થઇ અરવલ્લી પહાડોને ઓળંગી ગયો.

વિજયસિંહના ગયા પછી કૃષ્ણલાલ પોતાની જાતને ધિક્કાર આપવા લાગ્યોઃ હાય! હું ક્ષત્રિય બચ્ચો થઇ મારા બંધુઓનોજ શત્રુ બની તેમને આજે કાપી રહ્યો છું-અરે વળી મેં વિશ્વાસઘાત પણ કર્યો! બાદશાહનું લુણ ખાઇ આજે તેના શત્રુઓની સ્ત્રી તથા બાળકોને મારી પાસે થઇને હાથે કરીને જવા દીધાં! અવશ્ય આ પાપોનું પ્રાયશ્ચિત કરવુંજ જોઇએ!

આ પ્રમાણે વિચાર કરી કૃષ્ણલાલે (કૃષ્ણમલ્લે) પોતાની તરવાર પોતાની છાતીમાં ખોસી દીધી!

જ્યારે બધી સ્ત્રીઓએ ચિતામાં પ્રવેશ કર્યો, વિજયસિંહ તથા તેના સૈનીકો સરોજસુંદરીને ઉદયસીંહ પાસે સોંપી આવી લડવા લાગ્યા. અને છેવટે એકે એક માણુસ કપાઇ મુઓ ત્યારે મુસલમાનો ચિતોડમાં પેઠા અને જોયું તો સર્વ સ્થળે ચિતાના મોટા ભડકા દેખાતા હતા અને નગર જનશુન્ય જણાતું હતું. જ્યારે બાદશાહને કોઇ પણ જોવામાં ન આવ્યું ત્યારે દેવળો અને મંદીરો તોડવા માંડયાં આ રીતે યવનોએ ચિતોડ શહેર લુંટી બાળી છિન્ન ભિન્ન કરી નાખ્યું અને મુસલમાનોની વિજય પતાકા ચિતોડના દુર્ગ ઉપર ફરકવા લાગી.

અકબર બાદશાહ ગમે તેવો હતો તો પણ શત્રુઓના પણ ગુણને સહાનારો હતો. આ ઉપરથીજ તેણે વીર બાળકો જયમલ્લ અને પુત્તનાં બે બાવલાં હાથી પર દિલ્લીના પ્રવેશ દ્વારપર ગોઠવ્યાં.



## ઉપસંહાર.

આ ઘોર રણસંગ્રામમાં મહારાણા ઉદયસિંહના સાત હજાર રાજપૂતો અંગત હતાં અને બીજા અનેક વીર સેનાપતિ હતા. આ સંખ્યામાં નવ રાજપૂત વીર રમણી, બે રાજકુમારીઓ, તથા પાંચ રાજપુત્રો હતા. આ સર્વ વીર નરનારીઓએ પોતાના અતુલ પરાક્રમના પ્રભાવથી મોગલોની સેનાને વિચલિત કરી નાંખી હતી. જયારે ખેદાન મેદાન થયેલા ચિતોડમાં અકબર બાદશાહ ગયો, ત્યારે તેણે માર્યા ગયેલા રાજપૂતોની સંખ્યા ગણવાને :માટે તેમનાં જનોઇ એકઠાં કરાવ્યાં હતાં, કહે છે કે આ જનોઈ ભેગી કરીને તેનું તોલ કરતાં ૭૪॥ મણ વજન થયું હતું !

મહારાણા ઉદયસિંહ ચિતોડથી પલાયન કરી જઇને અરવલ્લીના ડુંગરાઓમાં ચાલ્યા ગયા. ત્યાં પ્રથમથી નાસી આવેલા ચિતોડના પ્રજાજનો મહારાણાને મળ્યા. આ પર્વતોની ખીણો અને બખોલોમાં રાજપૂતોની રાણીઓ, અને અન્ય સ્ત્રીઓ વિગેરે નિવાસ કરતી હતી. આ સ્થળે ધીમે ધીમે ઉદયસિંહે એક તળાવ પણ બંધાવ્યું હતું. ધીમે ધીમે આજુબાજુની જગ્યા કબજે કરીને ઉદયસિંહે એક નગર વસાવ્યું અને આ નગર મહારાણા ઉદયસિંહના નામ ઉપરથી 'ઉદેપુરના નામથી ઇતિહાસ પ્રસિદ્ધ થયું છે. જે અદ્યાપિ વિદ્યમાન છે. ચિતોડથી નાસી આવીને લોકો ઉદેપુરમાં વાસ કરવા લાગ્યા, અને ધીમે ધીમે તે નગર ઘણુંજ આબાદ બની ગયું.

વિજયસિંહ ( ઉર્ફે વિજયલાલ ) લાવણ્યકુમારી સાથે મહારાણી સરોજ સુંદરીને ઉદેપુરમાં સહીસલામત પહોંચાડીને સન્યાસી બનીને ત્યાંથી પોતાની પત્નીને છોડીને ચાલ્યો ગયો, અને જંગલે જંગલ પ્રભુના નામની ધુન લગાવીને ઘુમવા લાગ્યો.

જે વંશમાં બાપા રાવળ, ખુમાન, વિગેરે, પેદા થયા હતા, તેજ વંશમાં જન્મ લઇને ઉદયસિંહે શેહનશાહ અકબરનાં સૈન્ય સામેથી પીઠ ફેરવી એ કાર્યથી ઘણા વાંચકોને ઉદયસિંહ કાયર હતો એમ લાગતું હશે, પણ વાસ્તવીક રીતે જોતાં તેમ નહોતું. સમયને અનુસરીને વર્તવામાં રાજનીતીનો પાયો રચાયલો છે. ઉદયસિંહે સમયને ઉચિત વર્તન કર્યું હતું અને તે કાર્ય હાલના યુધ્ધોની પરસ્થિતિએ જોતાં તે સમયને અનુસરીને યોગ્ય હતું, એમ કોઇ પણ યુદ્ધ કળામાં નિપુણ માણસ કહી શકશે. મહારાણા ઉદયસિંહ સર્વગુણ સમ્પન્ન હતા. તેમની દાક્ષિણ્યતા બુદ્ધિમત્તા, શૌર્ય, અને ઉદારતાના અનેક દૃષ્ટાંતો મળી આવે છે. શહેનશાહ અકબરના વિદ્વાન મિત્ર અબુલફજલે પોતાના ઇતિહાસમાં ઉદયસિંહના રાજત્યાગના વિષયને ઘણો સરસ રીતે સમજાવેલો છે. તેણે રાજનૈતિક અને રણનૈતિક કારણોને લીધે મહારાણા ઉદયસિંહના આ કાર્યને યોગ્ય જણાવેલું છે. તવારીખે ફિરસ્તામાં પણ આ કાર્યને માંટે મહારાણા ઉદયસિંહને ધન્યવાદ આપવામાં આવેલો છે. આ સર્વ વખાણનો સ્વિકાર કરતાં પણ આપણને એક વાત જણાવ્યા સિવાય ચાલતું નથી કે પ્રાચીન ગ્રીક લોકોની માફક રાજપૂત લોકોનો જે મુદ્રાલેખ " with the shield or on it " એ સિદ્ધાન્ત પ્રમાણે ઉદયસિંહનું વર્તન નહોતું. ઉદયસિંહ પોતાના પૂર્વજોની માફક રણશૂર નહતો એ વાતનો તો સ્વિકાર આપણે અવશ્ય કરવો પડે છે.

અરૂણાના જીવનના અંત સાથેજ આપણી વાર્તાની પૂર્ણાહુતિ થવી જોઇએ, પણ તે પછીના કેટલાક જરૂરી બનાવોનો આપણી વાર્તાની સાથે સંબંધ હોવાથી આપણે બધાને ચિતોડથી ઉદયપુર સુધીની મુસાફરી કરવી પડી છે, તે મનોરંજક નિવડી હોય તો વાંચક વર્ગનો આભાર માની, અને ન નિવડી હોય તો તે માટે વાંચક વર્ગની ક્ષમા યાચીને હાલતો આપણે ફરીથી મળીએ તેટલા સમય સુધી છુટા પડીશું. वंदे मातरम् । ॐ शांति ! शांति ! ! शांति ! ! !

